મનુષ્યજાતિની ઉત્ક્રાન્તિનાં પોષક

# ઝરણાં:

## ઇતિહાસની એક મીમાંસા

---

ન્હાનાલાલ દલપતરામ કવિ



ધિ "ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસ"માં—
શાહ સોમાભાલ મંગળદાસે છાપ્યું,
પાંચકુવા રીચીરોડ,—અમદાવાદ.

પ્રકાશક,
શિવલાલ નીમજી મહેતા,
વઢવાણ કાંપ.

સંવત ૧૯૭૮ [નકલ ૫૦૦૦] સને ૧૯૨૧



કિંમત દોઢ આનો.

ભારતવર્ષનાં સન્તાનો !

પધારો આ જ્ઞાનસત્રમાં, ને સાંભળો મનુષ્યજાતિની મહાવાતા.

मान्धाता च महीपतिः कृतयुगालङ्कारभूतो गतः,
सेतुर्येन महोदधौ विरचितः क्वासौ दशास्यान्तकः;
अन्ये चापि युधिष्ठिरप्रभृतयो याता दिवं भूपते :
नैकेनापि समं गता वसुमती, मुञ्ज ! त्वया यास्यति.

અઘોર વનમાં ઉજ્જયિનીના રાજકુમારનો વધ કરવાની ક્ષણ આવી ત્ય્હારે ભોજકુમારે એ શ્લોક કાકાને–મહારાજ મુંજરાજને પહોંચાડવા માટે મારાઓને સોંપ્યો. કથા એવી છે કે ચારે યુગમાં મહારાજાઓ ને મહારાજ્યની વિનશ્વરતા દાખવતા એ ભીષણધ્વનિ શ્લોકથી ઘોરકર્મી મારાઓનાં યે પત્થર સમોવડાં હૈયાં પીગળી ગયાં, ને ભોજકુમારને જીવતદાન દઈ હરિણનાં નેત્રો ને એ શ્લોક માલવપતિ મુંજરાજ સમીપે જઈ ધર્યાં. મારાઓને યે હૈયાવેધક શ્લોક મુંજરાજને ન ભીંજવે એ તો અશક્ય જ ને ? ભોજકુમારના મૃત્યુથી મહારાજ મુંજ મહાશોક કરવા લાગ્યા ત્ય્હારે મારાઓએ રાજક્ષમા યાચી સત્ય વાર્તા કહી. અન્તે ભોજકુમાર ને મુંજ મહારાજ મળ્યા, ખાધું, પીધું, ને રાજ્ય કીધું.

ભોજકુમારનો મુંજ મહારાજને સન્દેશો એટલો જ હતો કે પૃથ્વી કોઈની થઈ નથી ને થશે નહીં: તો આ બધા મહાવ્યવસાયો શા માટે ? સમ્રાટો–સાર્વભૌમો, પ્રજાઓ–મહાપ્રજાઓ, રાજ્યો–મહારાજ્યો: સહુ નાશવન્ત છે, તો પછી પુણ્યપાપની મહાપ્રવૃત્તિઓ સહુ શા અર્થે ?

પંડિતકુલછત્ર ભોજરાજના પ્રશ્નનો એક જ સાચો ઉત્તર છે: મનુષ્યજાતિની ઉત્ક્રાન્તિને કાજે. મહારાજ્યોનાં આયુષ્યની કસોટી, મહાપ્રજાઓનાં જીવનનાં સરવૈયાં કહાડવાનો ત્રિકાલસિદ્ધ એ એક જ સિદ્ધાન્ત છે. દલપતરામ હરેક મનુષ્યને પૂછે છે તે જ પ્રશ્નોનો પ્રશ્ન મહાપ્રજાઓની–મહારાજ્યોની–જગજ્જેતા-

ઓની ખાતાવહી ખતવનાર ઈતિહાસમીમાંસક પ્રત્યેક સમ્રાટને, પ્રત્યેક મહાપ્રજાને, પ્રત્યેક મહારાજ્યને પૂછે છે કે

'શી રીત ઈશ્વર રીઝશે ? ત્હેં સારૂં કોનું શું કર્યું ?'

સોનામ્હોરોની બોધવાર્તા (the Parable of Talents) વ્યક્તિઓને માટે તેટલી જ સમ્રાટો ને સામ્રાજ્યોને માટે સાચ્ચી છે. 'જીવરાજ શેઠની મુસાફરી' નો સદ્બોધક જગત્સિદ્ધાન્ત વ્યક્તિઓ તેમ જ સંઘવ્યક્તિઓ—Corporate lives—ને માટે સદા સત્ય જ છે. ઈશ્વરદત્ત મહાવિભૂતિઓનો શો સદુપયોગ કીધો ? જીવીને દુનિયાના બાગને અમૃત છાંટયાં કે ઝેર ? મનુષ્યજાતિને એક ડગલું યે આગળ ચલાવી, કે એક પગથિયું યે ઉંચે ચ્હડાવી ? સર્વ કાલને માટે એ જ એક પરીક્ષા છે, કસોટી છે: શું કો વ્યક્તિની કે કો સંઘની, કો મહારાજાની કે કો મહારાજ્યની, કો યુગની કે કો સંસ્કૃતિની.

મનુષ્યજાતિની સંસ્કૃતિની ઉત્ક્રાન્તિની અખંડ કથા તે ઇતિહાસ: અને મનુષ્યજાતિની ઉત્ક્રાન્તિનાં અન્વેષણ, પૃથક્કરણ, સર્વગ્રાહી વિચારણા એ ઇતિહાસની મીમાંસા.

કાલાતીત એ વિશ્વસિદ્ધાન્ત અનુસાર આજે આપણે વિચારીએ કે મનુષ્યજાતિના મહાનદને કીયાં કીયાં ઝરણાંઓએ પોષ્યો છે ? કઈ કઈ પ્રજાઓએ, કીયા કીયા પ્રસંગોએ, કીયા કીયા ધર્મોએ, કઈ કઈ મહાભાવનાઓએ—કોણે કોણે કેટકેટલો માનવજાતિની ઉત્ક્રાન્તિમાં ફાળો આપ્યો છે ? માનવકુલની જગજ્જાહ્નવીને કઈ કઇ સરિતાઓએ વિકસાવી ને પ્રફુલ્લાવી છે ?

કૌરવપાંડવની અઢાર અક્ષૌહિણીની વચ્ચે કુરુક્ષેત્રના ધર્મક્ષેત્રમાં જ્હારે ગાંડીવધન્વાને વિરાટદર્શન થયાં ત્યહારે અર્જુને પૂછયું કે હે ભગવન ! આપ કોણ છો ? ને આપની પ્રવૃત્તિ શી છે ? ત્હારે વિરાટસ્વરૂપે ઉત્તર દીધો કે **कालोस्मि लोकक्षयकृत्प्रवृद्धः**. આ લોકમાં મૃત્યુ ઘૂમે છે, ને એ અમરત્વપ્રાશેલા મૃત્યુનો યે વિધાયક વિધાતા મહાકાલ—મહાપ્રભુ પોતે જ છે, એ પણ સૃજનવ્યવસ્થાનું એક અઘોર મહાસત્ય છે. શંકરનાં ગણજૂથ જ્હાં રૂંઢમાલાઓ પરોવે, ડાકણો—ચૂડેલો—જોગણીઓની ભૂતાવળના મહાભીષણ રાસ મંડાય ને ખપ્પર ભરાય એવા, વિધાત્રીના રમણાંગણ સરિખડા, પાણીપતનાં ને નેધરલેન્ડ્ઝનાં રણક્ષેત્રો યે પૃથ્વીના કુંજવનોમાં છે. નગરે નગરે ચોટાં છે તેમ સ્મશાનો છે. કુરુકુલસંહારક મહાભારત, રોમનગરીનો મહાવિનાશ, હિન્દુસ્વતન્ત્રતાની મહાચિતા સમા ૧૧૯૩ માંનાં પાણીપતનાં પરાજય ને દિલ્હીપતન, યૂરોપજેતા નેપોલિયનના વિજયો ને પરાજયો, વોટરલૂ કે સેડન, ૧૮૫૭ નો બળવો, સેલેમિસ કે સુશીમાનાં સાગરમન્થન સમાં નૌકાયુદ્ધ, માર્ન નદીના

અન્ને સંગ્રામઓટ: ઇતિહાસના ગુલઝારમાં એ ને એવા ભડકાઓ પણ ભભૂકી ગયા છે. માનવજાતિના એ મહાસંહારો, મહાપ્રજાઓનાં મૃત્યુઓની એ ઘોર તિથિઓ, રાજા મહારાજા ને સમ્રાટોની મૃત્યુતિથિઓની પેઠે, જગત્-કથાઓના વહીવંચાઓની વિશ્વવહીમાં નોંધાયેલી જ છે. વિરાટસ્વરૂપ મહાકાલની, શંકરના તાંડવ નૃત્યના જેવી, એ અઘોર લીલા છે. એમાંની ઘણીખરી મનુષ્યજાતિની ઉત્ક્રાન્તિની બાધક છે, અને તેથી, સદ્‌બોધક છતાં, આજની આપણી ઇતિહાસમીમાંસાથી અળગી છે. પણ પ્રત્યેક મૃત્યુમાં જેમ પુનર્જન્મ છે, તેમ મહારાજ્યો ને મહાપ્રજાઓનાં મૃત્યુઓની એ મહાતિથિઓ પણ પુનર્જન્મની જ મહાતિથિઓ હતી એમ ઇતિહાસમીમાંસકો ભાખે છે. જરજરિત થયેલું શરીરખોખું બળી ભસ્મ બન્યું, સ્મશાનની ચિતાભસ્મમાં અમર ચેતનતત્ત્વ જૂદું પડયું, ઉડીને અળગું થયું, ને પુનર્જન્મ પામ્યું. અમર તત્ત્વને મૃત્યુ પાનાર સંહારક હજી અવનીતલમાં કો અવતર્યો નથી. સ્મશાનમાં પુનર્જન્મ છે, ને ચિતામાંથી યે ચેતન પ્રગટે છે.

પણ વિરાટસ્વરૂપની એ મૃત્યુલીલા આપણી આજની વિચારણાનો વિષય નથી. कालोस्मि लोकोन्नतिकृत्प्रवृद्धः એ કલ્યાણમન્ત્રના તાલે ખેલતા મહાનટરાજ વિરાટપ્રભુની આનન્દલીલાનું ચિન્તન—અન્વેષણ એ આપણો આજનો વિષય છે. મનુષ્યજાતિનાં ઉત્ક્રાન્તિપોષક ને ઉત્ક્રાન્તિબાધક ઝરણાં ઇતિહાસની ધરતીમાં વહે છે, ત્હેમાંથી ઉત્ક્રાન્તિપોષક સરિતાઓનાં જલપૂરનો આજે અભ્યાસ કરવાનો છે. મનુષ્યગોત્રનો ઇતિહાસ નોંધાયો ત્ય્હારથી આજ સૂધી ત્હેને કોણે કોણે ને કેવી કેવી રીતે પાળ્યું, પોષ્યું, ને ઉછેર્યું ? કીયાં કીયાં ઝરણાંઓએ એને વિકસાવ્યું ને વિલસાવ્યું ? કોનાં કોનાં શાં શાં રસપોષણથી તે પ્રફુલ્લ્યું, ન્હાર્યું, ને ફળ્યું ? માનવવંશની આજની ઘડી સૂધીની ઉછેરકથા એ જ આપણો આજનો મહાવિષય છે.

ને એ અભ્યાસ આદરતી વેળા બે વાતો સહુએ યાદ રાખવાની છે. એક તો એ કે મ્હારા ને ત્હમારા જન્મ પછી તરતનાં કેટલાંક વર્ષોનો વાતો મ્હને ને ત્હમને ખબર નથી, તેમ માનવજાતિના જન્મ પછી યે ઘણાં ઘણાં વર્ષોની વાર્તાનાં મનુષ્યજાતિને પણ સ્મરણ નથી. બીજી વાત એ કે

આજે આંખથી યે મ્હોટું લાગે છે,
ઇતિહાસને તે ઉકલશે પણ નહીં.
પડશે, ભાગશે, તૂટશે, ફૂટશે,
ધરતીકમ્પોમાં ઉચ્છેદાશે,
કાળચક્કીમાં દળાશે,

અણુઅણુમાં આદેશ વાંચી વાંચી
સારાંનરસાંની ઇતિહાસ તો કથની કથશે.

ઇતિહાસનું દષ્ટિપ્રમાણ એવું છે. પૃથ્વીની ચતુર્થાંશ માનવજાતને ઘેરીને પડેલું આજનું બ્રિટિશ મહારાજ્ય કે આજનો હિન્દનો રાજકીય સત્યાગ્રહ એ આજે તો આંખથી યે મ્હોટાં છે, પણ ઇતિહાસને આંગણે તો ગઈ કાલે જન્મેલાં બાલક જેવાં છે.

હજારો વર્ષનાં અજવાળાં–અન્ધારાં વીત્યે
મનુષ્યની કથામાં મ્હોટે અક્ષરે લખાય,
પ્રજાઓ નવનવા ઉત્સાહથી વાંચે,
શ્રેયસ્પન્થ માને, ને જીવનધર્મ પ્રમાણે:

એ જ ઇતિહાસનાં ચિરંજીવ સત્યો છે, એ જ મનુષ્યજાતિનાં ઉત્ક્રાન્તિ-પોષક અમૃતઝરણાં છે, એ જ આપણે આજે શોધવાં ને પારખવાનાં છે.

મનુષ્યજાતિના ઇતિહાસનો મહાસાગર એકબે કલાકમાં જ આપણે આજે ઠહોળવાનો છે, એટલે દિશાસૂચન જેવું, ‘ઉડતી તપાસ’ જેવું થાય તો ક્ષમા કરશો.

મનુષ્યજાતિનો પ્રાચીનમાં પ્રાચીન મહાગ્રન્થ ઋગ્વેદ છે.–માનવજાતિની મહાવાર્તા આદરતાં જ આર્યાવર્તની આર્યપ્રજાને સંભારવી પડવાની જ. ત્ય્હારે જ **श्री गणेशाय नमः** મંડાય. જગતના ઉષ:કાલના એ મહાગ્રન્થમાં ઉષાનાં અદ્ભુત વર્ણનો છે, અને Aurora Borealis—સૂર્યોદય પહેલાં પરાવર્તન ને પરિવર્તન પામતાં સૂર્યકિરણોનાં ઈન્દ્રબાણો:ની પ્રાચીપાટે ખેલતી રંગરમણાનાં નર્તન જ્ઞાતાઓ એને કહે છે. જ્ય્હાં છ માસની રાત્રી ને છ માસનો દિવસ ત્ય્હાં ઉષા યે પાંચ–દસ દિવસની હોય જ ને ? અગ્નિપૂજા, સૂર્યપૂજા, કુલકુલમાં અગ્નિહોત્ર: એ સહુ શીતકટિબન્ધમાંના ઉત્તરાખંડને આર્યકુલનું વતન સૂચવે છે. મૃગશીર્ષ નક્ષત્રની કુંડળી ઉપરથી લોકમાન્ય ટીળક મહાસજ–બુદ્ધિના કેટલાક વિષયોની વિચારણા હિન્દના એ મહાપુત્રને સંભાર્યા વિના શક્ય જ નથી.–ખગોળશાસ્ત્રને આધારે ભાખે છે કે ઓછામાં ઓછા ૧૨૦૦૦ વર્ષ પૂર્વે આર્યપ્રજા ઉત્તરાખંડમાં વસતી હોવી જોઇએ. જોગી લોકની ભાષામાં હિમાલયના હિમપ્રદેશને પણ ઉત્તરાખંડ કહે છે. હું ધારૂં છું કે શીતકટિબન્ધમાંનો ઉત્તરાખંડ તે યોર્ક, ને હિમાદ્રિના હિમપ્રદેશનો ઉત્તરાખંડ તે ન્યુ યોર્ક. ઉત્તરાખંડમાંથી બાવો આવ્યાનાં ભજનો ગુજરાતી ભાષામાં યે છે. શીતકટિબન્ધના હિમદુર્ગોના વતનમાંથી યૂરલ પર્વતની પૂર્વ પાંખે પાંખે, જાણે પૂર્વમાંથી વરસતાં સૂર્યકિરણો સત્કારતી–સત્કારતી, આર્યસંસ્કૃતિનો આત્મ-

ભંડાર લઇને આર્યપ્રજા કશ્યપના સાગર ફરતી કોકેસસની ગિરિમાળની છાયામાં ઉતરી. એ ઋગ્વેદનો યુગ.

એ તો મનુષ્યજાતની મહાકથાની ઉપોદ્ઘાત થઈ. ભરતખંડની ભવ્ય વાર્તા અળગી રાખતાં ઇતિહાસનું પહેલું પ્રકરણ જ્યહારે ઉઘડે છે ત્યહારે તો એશિયા આફ્રિકા ને યુરોપનાં પૃથ્વીપૂર જ્યહાં સંગમ પામે છે ત્યાં મનુષ્યજાતિની સંસ્કૃતિઓ ઘૂમતી દર્શન દે છે. સૂવેઝની સામુદ્રધુની પૂર્વે સૂવેઝની સંયોગીભૂમિ હતી, ને આપણા ડૉ. હરિ હર્ષદ ધ્રુવે એ સંગમસ્થાનને ત્રિખંડત્રિવેણીનું યશસ્વી ઉપનામ આપેલું છે. આસીરિયા મીસર ઈથિયોપિયા ફિનીશિયા બાકટ્રિયા મીડિયા જ્યૂડિયા ઈરાન: ટાઇગ્રિસને પૂર્વ કાંઠે ૨૦૦ ફૂટ ઉંચી દિવાલોનું ૪૮ માઈલના પરીઘનું નિનેવે, મેમ્ફિસ, બાબિલોન, ટ્રોય, એન્ટિયોક, ટાયર–જેનું કાર્થેજ જેવું સન્તાન, જેરુસલેમ, પાર્સિપોલિસ: આસીરિયાના સ્મૃતિકાર મનુ હેમૂરાબી, ઈબ્રાહિમ, યૂસફ, મૂસા નબી, પયગમ્બર ઝરથૂસ્ત, સ્તોત્રગાતા દાઉદ, શાણો સુલેમાન, ભીમસેન સમો મહામલ્લ સેમ્સન: સિનાઈનો પહાડ, ગંગાયમુના વચ્ચેના દુઆબ જેવો ટાઇગ્રિફ યૂફ્રેટિસ વચમાંનો દુઆબપ્રદેશ, નીલ નદી, બે માઇલના પરીઘનું કર્નાકનું દેહરૂં, ને ત્યહાંના સ્મશાનસ્તૂપો સમા પીરામીડો: ઝન્દઅવસ્થામાં ગવાયેલી, જૂના કરારમાંનાં પુરાણોમાં વિસ્તારાયેલી, મીસરનાં ચિત્રવર્ણો ( Heiroglyphics ) માં આલેખાયેલી, પ્રાચીન કથાઓ એ યુગ સંભારતાં આપણે સંભારવાની છે. મીસરના રાજ્યવૈભવ, ટાયરની ભૂમધ્ય સમુદ્ર ખેડતી વ્યાપારનૈકાઓ, કાશીક્ષેત્ર સમું યેરુસલેમ, ચિત્રકૂટ સમો સિનાઇનો પહાડ, યાહુદી પ્રજાને પ્રાયશ્ચિત્ત આપતા ખુદાની દસ મહાઆજ્ઞાઓનો પયગામ પામતા પયગમ્બર મૂસા નબી, પર્વતોમાં પારસીઓને સૂર્યપૂજા ને અગ્નિપૂજા સદ્બોધતા પયગમ્બર ઝરથૂસ્ત: એ સહુનો યુગ તે મનુષ્યજાતિની ઉત્ક્રાન્તિનો પ્રથમ યુગ હતો. ઈસ્વી સન પૂર્વે બેથી ચાર હજાર વર્ષના સમયની એ કથાઓ. ( Clan system ) જાતિઓની સંઘવ્યવસ્થા, ( Nomad system ) પાલવાસીઓની સંઘવ્યવસ્થા, જતી જાય છે, પણ છે.સ્વતન્ત્રતાની ભાવના છે. મીસરમાં ન્યાયાધીશને સોગન અપાતા કે રાજાનો હુકમ હોય ત્હો પણ ફરજ બજાવતાં અંજાવું નહીં. યૂસફની સુન્દરતામાં ને દાઉદની વાંસળીમાં કવિતા યે હતી: સદસદ્‌વિવેકબુદ્ધિ પણ જાગી હતી, ને ઝરસ્થૂસ્તીઓને–યાહુદીઓને પાપપુણ્યના ભેદ સ્હમજાયા હતા. આજનાથી આત્મલક્ષ્મી કાંઈ ત્યહારે ઓછી નથી દેખાતી. સરિતાના મૂખ સમીપની ગિરિગમ્ભીર અધઉઘડી–અધઢંકાયેલી જેવી ભવ્યતાસુન્દરતાનું એ દર્શન. જૂનો કરાર કે નવો કરાર વાંચતાં જાણે આપણાં પુરાણ વાંચતાં હોઇએ એવું નથી લાગતું ? ફ્રેડ્રિક હેરિસન કહે છે કે They had to create, we have

only expanded—ત્હેમને સરજવાનું હતું, યૂરોપવાસીઓએ તો માત્ર વિસ્તાર્યું છે. એ પયગમ્બરોનો યુગ હતો.

પછી આવી ગ્રીસરોમની મહાકથા, યૂરોપના પૂર્વજોની મહાવાર્તા. ઇ. સ. પૂ. આશરે ૨૦૦૦ વર્ષો ઉપર પિલેસ્જિયન ને પછી હેલેનિસ પ્રજાઓ ગ્રીસ દેશમાં આવી વસી. ઇ. સ. પૂ. ૧૬ મા સૈકામાં મીસરમાંથી સિક્રોપ્સે આવી એથેન્સ વસાવ્યું. ઇ. સ. પૂ. ૧૧૯૧ માં ઈલિયડનું એક દાયકાનું મહાયુદ્ધ મંડાયું. ઈ. સ. પૂ. ૭૫૩ માં સપ્તશૃંગી રોમનગરીની સ્થાપના થઈ. ભૂમધ્ય મહાસાગરનું સરોવર કીધું; એ સરોવરજલમાં ત્રણ ત્રણ માળની, હવેલીઓ જેવી, નૌકાઓ તરાવી; એ મહાસરોવરને કાંઠે કાંઠે ને વચ્ચે દ્વીપો ઉપર, પુષ્કરજી ફરતા રાજસ્થાનોના જેવા મ્હેલો છે ત્હેવા, મહાસંસ્થાનોના મ્હેલો માંડયા. મનુષ્યજાતિના ઇતિહાસનું એ બીજું પ્રકરણ. ગ્રીસ એટલે ટેકરીઓમાંની નગરમાલા. ગ્રીસનું નામ દેતાં જ શું શું નથી સાંભરતું ? આપણી ઋષિમંડળી સમા પાઇથેગોરાસ, સોક્રેટિસ, પ્લેટો, એરિસ્ટોટલ, સ્ટોઈક પન્થનો સ્થાપક ઝેનો, ટબવાસી ડાયોજીનિયસ, ને ડહાપણનો ભંડાર સોલનઃ વાલ્મીકિ જેવા હોમર, નાટકકારો એસ્ચિલસ સોફોકિલસ ને યુરિપિડિસ, સ્ત્રીકવિ સેપ્ફો, ઇતિહાસનવેશ હેરોડોટસ થ્યુસિડિડિસ ને ઝેનોફોન, ચિતોડ સમું સ્પાર્ટા, લાઈકર્ગસ, લિયોનિડાસ, ને હળદીઘાટ જેવો થર્માપિલિનો ઘાટ, ઈરાનના શાહ સાઇરસ ડરાયસ ને ઝર્કસિસ, મેરેથોન ને સેલેમિસ, પશ્ચિમ એશિયાનો જીતનાર સિકન્દર ને ડિમોસ્થિનિસ, પેરિકિલસ ને ફીડિયાસ, થીબ્સના ઈપેમીનોન્ડાસની (Tanks) જંબાળરથના જેવી, ભાલાવાળી પલટનરચના, હેલન, ટ્રોય નગર, અર્જુન સમો એકિલિસ, ભીષ્મ પિતામહ સમા એજેક્ષ ને નેસ્ટર, વર્ણાગિયો પેરિસ, વીરપુરુષ હેકટર—ગ્રીસ એટલે સુન્દરતા, કવિતા, સ્વતન્ત્રતા, શૂરવીરતા, ફિલસુફી. લોકનેતાઓ ગ્રીસમાં આપખુદી કરતા, તો ત્હેમને Tyrants જુલમગાર કહેતા. કેટલીક વાર તો એમ થાય કે જાણે બાપ્પા રાવળ, પૃથ્વીરાજ ચહુઆણ, પ્રતાપ, દુર્ગાદાસ કે શિવાજીની જાણે વાતો વાંચતા હોઇએ ! જાણે ચન્દનો મહારાસો ઉઘાડયો. પશ્ચિમની વર્તમાન સંસ્કૃતિની જાહોજલાલીના મહાગર્વવન્તા યૂરોપઅમેરિકાના ઓ દેશો ! ત્હમારાં યે પ્રફુલ્લેલાં પુષ્પો છે; છતાં બે હજાર વર્ષોનાં અન્ધારાં અજવાળાં ઉગી વીત્યાં પછી આજે એ ત્હમારાં ઇલિયડ કે હોમર, એસ્ચિલસ સોફોકિલસ કે યુરિપિડિસ, થ્યુસિડિડિસ કે હેરોડોટસ, ત્હમારા સોક્રેટિસ પ્લેટો કે એરિસ્ટોટલ, ત્હમારૂં સ્પાર્ટા કે થર્માપિલિ કે સિકન્દરઃ એટલું સામટું આત્મધન કોઇ પણ એક દેશ દાખવશો ? ગ્રીસથી કેટલા આગળ ચાલ્યા છો ? આત્મલક્ષ્મીમાં કેટલા આગળ વધ્યા ? ને જગતને આગળ વધાર્યું ? પ્રભુને જગતને

ને ઇતિહાસમીમાંસકને છેલ્લાં બે હજાર વર્ષોનો શો હિસાબ આપો છો ? ભૂલતા નહીં કે એક એથેન્સ નગરીની ચિરંજીવ મહારમણા ૨૦૦ વર્ષમાંની ને એક ચોરસ માઇલના વિસ્તારવન્તા ન્હાનકડા શહેરની હતી.

અને રોમ પણ શાં શાં સ્મરણો ખડાં નથી કરતું ? લ્યૂક્રેશિયાના સતીત્વનો ભંગ, રાજ્યવંશનો વિનાશ ને પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના, પ્રજાના વીણેલા–પ્રેસિડેન્ટો જેવા–કોન્સલો, પાર્લમેન્ટ જેવી સેનેટ, સામ્રાજ્યના લોકચોક સમું ફોરમ–રોમનો નગરચોક, અમેરિકાએ નામાભિધાનમાં પણ અનુકરણ કરેલ કેપીટોલનું રાજ્યમન્દિર, બાર તખ્તીઓના કાયદા, જસ જેન્શિયમ, અને ૧૮૪૫ ના અન્નપૂર્ણાના કાયદા (Corn Laws)ના પિતામહ શા દીનોદ્ધારક કાયદા (Agrarian Laws), કુલીન ને અકુલીનના કલહ, પ્રીટોર, ટ્રિબ્યુન, ડિક્ટેટર, જસ્ટીનિયનનો કાયદાસંગ્રહ: નગર, રાજ્ય, મહારાજ્ય, ને મહારાજ્યના મહાપ્રશ્નો ને મહાવ્યવસ્થા: રોમ એટલે ઉદર અને અવયવોની કથા: રોમ એટલે પ્રાચીન યૂરોપની રાજકારભારની પ્રતિભાશાળી મહાબુદ્ધિ. ભૂમધ્ય સમુદ્રને ફરતો રોમે શણગાર્યો. રોમ એટલે સારાએ જગતની મહાપ્રજાઓને સર્વકાલની ચેતવણી કે વિલાસ એટલે વિનાશ, ભાડૂતી મજૂરો ને ભાડૂતી સેનાનીઓ એટલે ભીરુતા. વોશિંગ્ટનના પુરોગામી સિન્સિનેટસ જેવા સાધુ ડિક્ટેટર, કોરિયોલેનસ જેવા નીડર વીર, કેટો ને બ્રૂટસ જેવા સ્વદેશાભિમાનીઓ. પણ રોમની સારમૂર્તિ એટલે સીઝર. બાકી તો વર્જીલ ને હોરેસ ને ઓવિડ હોમરની છાયા છે, સિસેરો ડિમોસ્થિનિસનો પડઘો છે, સેનિકા એરિસ્ટોટલની નકલ છે, લિવિ ને ટેસિટસ હેરોડોટસ ને થ્યુસિડિડિસને સ્મરાવે છે: રોમની કવિતા ફિલસુફી સાહિત્ય વકતૃત્વ કેળવણી ગ્રીસના મ્હોટા પડછાયા છે. રોમે ગ્રીસને જીત્યું પણ, ભારતવર્ષમાં અનેક વાર થયું છે ને આજે થવા માંડયું છે તેમ, ગ્રીસની સંસ્કૃતિએ રોમની સંસ્કૃતિને જીતી. રોમના યુગનો બહાદુરમાં બહાદુર સેનાધિપતિ, આલ્પ્સની હિમમાલાનો વેધક, રોમનો ન હતો, કાર્થેજનો હેનીબોલ હતો.

યૂરોપની પ્રાચીન સંસ્કૃતિનો એ જમાનો. પછી ઈ. સ. ૪૦૦ થી ૫૦૦ સૂધીમાં રોમના મહારાજ્યનો વિનાશ થયો. જર્મનીનાં વનકોતરોમાંથી એટીલા ને એલેરિકનાં, હનુમાનજીની વાનરસેનાથી એ અધમ, ગોથ વેન્ડલ ને હન લોકનાં, વરૂઓ સમાં, ઝુંડો ઉતરી આવ્યાં, ને એ સનાતન નગરી (Eternal City )નો એવો વિનાશ કીધો કે સૈકાઓ સૂધી ખ્રીસ્તી ધર્મનું પાયતખ્ત થયા છતાં એ રોમનગરી પૂર્વનાં નિજ જાહોજલાલી ને યશસ્થાન પાછાં પામી નહીં. દિલ્હી કોન્ટસ્ટન્ટિનોપલ પેરિસ બર્લિન હાર્યાં છે, જીતાયાં છે, લૂંટાયાં છે, પણ રોમ જેવો વિનાશ ત્હેમણે દીઠો નથી. દરમિયાન એશિયાનો મહા-

સત્યાગ્રહી સાધુ પયગમ્બર ઈશુ ખ્રીસ્ત રોમના સૂબાને હાથે વધસ્થંભે ચ્હડયો હતો, ખ્રીસ્તી ધર્મનો જન્મ જગતખોળે થયો હતો, ધીરે ધીરે પણ સુદૃઢ પગલે યૂરોપમાં પ્રસરતો જતો હતો, ને ૩૫૦ વર્ષે પેલેસ્ટાઈનથી રોમ સુધી પ્હોંચ્યો હતો. પણ સ્પેઇનથી સિન્ધુદેશ પર્યન્તના ત્રણે ય ખંડોમાં ૬૨૨ થી ૭૧૪ સુધીની એક જ સદીમાં દાવાનળની પેઠે ઘૂમી વળ્યો એ તો ઈસ્લામ. ઈસ્લામની મહાજવાલાઓએ ઘણું બાળ્યું, ભસ્મનાં ખાતર પૂર્યાં, ને વાવ્યાં પણ ઓછાં નથી. રોમના વિનાશ પછી લગભગ ૧૫૦ વર્ષે ઇસ્લામની બાંગ પોકારાઈ. પયગમ્બર સાહેબે એ વડલાનું બીજ રોપ્યું, ને ખલીફાઓએ મહાશાખાઓ ખંડખંડમાં નાંખી ત્રિખંડપ્રવેશ કીધો. મક્કા મદીના ને બગદાદની હાકલ યૂરોપ આફ્રિકા ને એશિયામાં વાગી રહી. ફેરોઆના મ્હેલોને જીતી, આફ્રિકાને ઉત્તર કાંઠેકાંઠે દોડી, ૭૧૧ માં—મહમ્મદ કાસિમ સિન્ધમાં ઉતર્યો વર્ષોમાં—જીબ્રાલ્ટરને આરે ઈસ્લામ ઉતર્યો, ત્રણ વર્ષમાં સ્પેઈન સર કીધું, ને યૂરોપની પહેલી શારદાપીઠ સ્પેઇન દેશના કોર્ડોવા નગરમાં ઇસ્લામી મૂર લોકોએ સ્થાપી. ખગોળ રસાયન વૈદક ગણિત બીજગણિત શીલ્પ કસબ ને રેશમનું ભરતકામ સંખ્યાના આંકડા યૂરોપને ઈસ્લામે શીખવાડયા. એરિસ્ટોટલને સજીવન કર્યો. ખ્રીસ્તીઓ પણ કોર્ડોવામાં શીખવા આવતા, ને સિલ્વેસ્ટર પોતે ત્ય્હાં ભણેલ. યૂરોપના સાહિત્યના પુનર્જન્મની માતા તરીકે કોર્ડોવાની શારદાપીઠ જગતના ઇતિહાસમાં પ્રખ્યાત થઈ. ઈટાલી બર્ગન્ડી પ્રોવેન્સ સ્વેબિયામાં ૯ મા સૈકામાં વાદળની ઉડતી છાયા જેવી છાયા ઇસ્લામ ઢાળી આવ્યો. ફ્રાન્સ ઓળંગતાં ટૂર્સ આગળના મહાયુદ્ધમાં મૂર લોકો ૭૩૨ માં હાર્યા, ને યૂરોપ આખો ઈસ્લામી થતાં બચ્યો. પૂર્વમાં ચીનને સીમાડે છ ઘોડા સાથે દોડી શકે એવો પહોળો ૧૨૦૦ માઈલનો લાંબો દેશકોટ ઈસ્લામના વિસ્તરતા પૂરને આડે આવ્યો. બાયઝેન્ટિયમને સમરાવી રોમના શાહાનશાહ કોન્સ્ટનટાઇને કોનસ્ટોન્ટીનોપલ નામ આપી પેલેસ્ટાઇન નજીક ૩૩૨ માં પાટનગરી કીધી હતી તે ૧૪૫૩ માં ઇસ્લામે જીતી, ને સાંડસીની પકડતાં બે ચીપિયાની પેઠે સ્પેઈન અને ગ્રીસ ભણીથી યૂરોપને પકડવા માંડયો, પણ ઈસ્લામ ન ફાવ્યો. ફ્રાન્સમાંનો ટૂર્સ આગળનો પરાજય, ને કોન્સ્ટન્ટીનોપલને ઘેરો ઘાલી પડેલા બજાઝત ને તૈમૂરલંગની, બે ગજરાજોની સાઠમારીના જેવી, અન્દર અન્દરની સાઠમારીને લીધે તે વખતે યૂરોપ બચ્યું. જીબ્રાલ્ટરથી ચીનની દિવાલ, કોકેસસથી નીલગિરિ, ને લગભગ આખો યે આફ્રિકાખંડ–ઈસ્લામ ઘૂમી વળ્યો. જંગીસખાન ઝાકટાઇ કુબલાઇખાન બજાઝત તૈમૂરલંગનાં, નેપોલિયન કે સિકન્દરને યે ભૂલાવે એવાં, મહાસૈન્યો, રણનાં વંટોળ સમાં, ઉડતાં. સમરકન્દ બુખારા ને હેરાત, શીરાઝ

ને બગદાદ: એ એમની શારદાની વાડીઓ હતી. ફિરદૌસી હાફિઝ ઉમ્મર ખય્યામ જેવા કવિઓ, મનસૂર ને રૂમી જેવા સૂફીઓ: ઇસ્લામના ભાવવાહકો ને ફિલસુફો હતા. ઓલિયા, પીર, કલન્દર, દરવેશો: એ એમનાં સંન્યાસ ને સાધુતાનાં જવાહીર હતાં. પણ સૈયદવંશ ને ખલીફાવંશ પછી સર્વોત્તમ ઇસ્લામી રાજવંશ તો હિન્દમાંનો મુગલવંશ. ઇતિહાસના ખગોલમાં ઝળહળતા ગ્રહો સમા શાહાનશાહ ને શાહાનશાહબાનૂઓ, ને એક તો ઇતિહાસના આકાશનો ભાસ્કર ને એક તો ઇતિહાસના આકાશની ચન્દ્રકલા: આગ્રાનો કિલ્લો, દિલ્હીની જુમ્મા મસજિદ, મયૂરાસસન ને તાજ: નૂરજહાંન, મુમતાજમહાલ, ગુલબદન બેગમ, રોશનઆરા, જહાનઆરા, ઝેબુન્નિસ્સા જેવી સંસ્કારિણી શાહબાનૂઓની રત્નમાલા: દિલ્હીના શાહાનશાહી મહેલમાંની ઈન્સાફ માટેની સોનાની સાંકળ; મુગલવંશના એ કેટલાંક યશપરાક્રમો છે. ઇસ્લામનો યુગ અન્ધકારનો યુગ ન હતો. હિન્દવાસીઓને કાળા લોક ભાખનારની પેઠે એ યુગને અન્ધકારનો યુગ ભાખનારની આંખો ઘુવડની આંખોની પેઠે અજવાળું નહીં પારખનારી હશે. શાહાનશાહોના શાહાનશાહ અકબર તો કોમોની ને ધર્મની સમાનતા ને સમન્વયની એવી રાજનીતિ ને આદર્શ જગત આગળ મૂકી ગયા છે કે હજી મનુષ્યજાતિએ એ ‘ અકબરનું સ્વપ્નું” સાક્ષાત્કાર કીધું નથી. શાહાનશાહોનાં કે પ્રજાઓનાં રાજમન્દિરોમાં મુગલવંશનાં એ અજવાળાં હજી તો પ્રગટવાનાં બાકી જ છે.

ઈસ્લામનું સ્વરૂપ Theocracy–ધર્મપાટસ્થ રાજસત્તાનું હતું, ને રાજકાજમાં ધર્મશ્રદ્ધાનો સંગમ થાય છે ત્હારે ત્હારે જવાલાઓ ઓર જ ભભૂકે છે એનું એ જગતદૃષ્ટાન્ત હતું. ક્રોમવેલની પ્યુરિટન સેનાની, જ્હોન ઓફ આર્કના ફ્રેન્ચ યોદ્ધાઓની, શીખસંઘના શૂરવીરોની, ઈસ્લામના જેવી જ કથા હતી. ખ્રીસ્તીઓમાં પણ રોમનું પવિત્ર મહારાજ્ય ( the Holy Roman Empire ) સ્થાપી કંઈક એવો પ્રયત્ન થયો, પણ એટલો સફળ ન નીવડ્યો. કોરીન્થમાં થઇ ખ્રીસ્તી ધર્મ રોમમાં પધાર્યો, ને ત્હાં રોમના શાહાનશાહોની પાટનગરીમાં પાયતખ્ત માંડ્યું. નાદીરશાહ કે અહમ્મદશાહ અબદલ્લીને ભૂલાવે એવાં એટીલા ને એલેરિકનાં ચિત્તા જેવાં ધાડાંઓએ રોમનગરીનો વિનાશ કીધા પછી ઇટાલીમાં, ગ્રીસની પેઠે, ફ્લોરેન્સ વેનિસ જીનિવા પાઇઝાનાં નગરરાજ્યો જેવું પાછું થયું. પણ ત્હેમનો ખરો ખિલાવ કેટલાંક શતકો પછી થયો. દરમ્યિાન ફ્રાન્સના મહારાજા શાર્લમેઇને કેટલીક જાતિઓને જીતી ઈ. સ. ૮૦૦ ની સાલમાં મધ્યયૂરોપમાં મહારાજ્ય સ્થાપ્યું, ને ખ્રીસ્તીમંડલના મહાશંકરાચાર્ય સમા પોપે રોમની તેમ જ ખ્રીસ્તી ધર્મની પરંપરા જાળવવા, ખિલાફતના અનુકરણ જેવું, એને ‘ રોમનું પવિત્ર મહારાજ્ય ’ નામ આપ્યું. પણ

ઈસ્લામના ધર્મધુરન્ધર ખલીફાનું પદ એ શાહાનશાહી વંશ કદી યે પામી શક્યો નહીં. ૯ મા–૧૦ મા સૈકામાં ખ્રીસ્તી ધર્મે બાલ્ટિક સમુદ્ર ઓળંગ્યો તે પછી કેટલેક વર્ષે દંડી યાત્રાળુ પીટરે સમસ્ત યૂરોપમાં ઘૂમી ખ્રીસ્તીઓને જગાડ્યા, ને ખ્રીસ્તીઓનો પવિત્ર મુલક પેલેસ્ટાઈન ઇસ્લામીઓના હાથમાંથી છોડાવવા ઉઠાડ્યા. પરિણામે ૧૩ ધર્મસંગ્રામો ( Crusades ) થયા, ને ફોગટ ગયા. ફળ એટલું મળ્યું કે મધ્યકાલનું યૂરોપ યૂરોપની બહાર જતું થયું, જગતમાં ડોકિયું કરી આવ્યું, તે કોનસ્ટનટિનોપલ ડમાસ્કસ અલેપ્પોમાં હિન્દના વ્યાપાર ને લક્ષ્મીના સ્વાદ ચાખી આવ્યું. એ પછીનાં આજ સુધીનાં શતકોમાં એનાં પરિણામ મહાન આવ્યાં. યૂરોપવિજેતા નેપોલિયને રોમના પવિત્ર રાજ્યનો અન્ત આણ્યો, ને અણુઅણુ વિખેરાતાં છેવટે ઓસ્ટ્રિયાહંગરી એ વર્ષો ઉપર જ છૂટાં પડી ગયાં. શાર્લમેઈનની ( Fuedalism ) સામન્ત-સંસ્થા ને પોપની ( Catholicism ) કેથોલિક સંપ્રદાયથી સોહાતી મધ્યકાલના યૂરોપની એ કથા.

યૂરોપનો વર્તમાન યુગ તો Reformation–પ્રોટેસ્ટન્ટવાદથી બેસે છે. કોર્ડોવાની શારદાપીઠે મઠો ને વિહારોની બહાર જ્ઞાનને દાખવ્યું; ધર્મયુદ્ધોએ યૂરોપને યાત્રાઓ કરાવી દૃષ્ટિ વિશાલ કીધી; ઈસ્લામે ધરતીની વિસ્તીર્ણતા ને ધર્મતેજસ્વિતા જણાવી; કેથોલિક સંપ્રદાયમાં શ્રદ્ધાના દુરુપયોગ પેઠા હતા; વિસારાયેલા ગ્રીક સાહિત્યના જ્ઞાનનો મૂર લોકોને હાથે પુનરુદ્ધાર ને પુનર્જન્મ થયો; છાપખાનાંએ પુસ્તકોનો બ્હોળો પ્રચાર કરવા માંડ્યો; ને ઠામઠામ કારણવાદના 'શા માટે'? ના પ્રશ્નો પૂછાવા લાગ્યા. પરિણામે ધર્મસ્વતન્ત્રતાનો પોકાર જન્મ્યો. બાઈબલને, ધર્મને, જ્ઞાનને મઠો વિહારો મન્દિરો લેટિન ભાષાના દુર્ગોમાંથી છોડાવી લોકસંઘના નગરચોકમાં ને ઘરઘરમાં પધરાવવા પ્રયત્ન થયા. યૂરોપના દેશદેશમાં લગભગ દોઢસો વર્ષો સૂધી ખ્રીસ્તી સાંપ્રદાયીઓનો આન્તર્વિગ્રહ જાગ્યો. ત્રીશ વર્ષનો સંગ્રામ થયો. સ્પેઈનની ઈનક્વિઝીશન નામની ધર્મઅદાલત થઈ. ખ્રીસ્તી ધર્મના બન્ને સાંપ્રદાયિકોએ પરસ્પરને પૂર્યા, કાપ્યા, બાળ્યા; ધર્મને નામે મહાસંહાર થયા. ઈશૂ ખ્રીસ્તે સદ્બોધેલો માનવ જાતિનો ભ્રાતૃભાવ તો જાણે ઘડીક ભૂલાઈ ગયો. થોમસ એ કેમ્પિસ, સન્ત લોયોલા, એસિસીના સન્ત ફ્રાન્સિસ, સન્ત બર્નાર્ડ, સન્ત ઝેવિયર, અને બીજા સન્તો એ સમયના ઉજ્જવળા સિતારા હતા. પણ પ્રોટેસ્ટન્ટ પક્ષનો પ્રભાકર લ્યૂથર. કોપરનિકસ કેપ્લર ગેલીલિયો એ સૂર્યની સૂર્યમાલાના ગ્રહો હતા. બાઈબલ વિરુદ્ધ ગેલીલિયોએ ઉચ્ચાર્યું કે પૃથ્વી સૂર્ય ફરતી ઘૂમે છે. મે ફ્લાવર નામના જહાજે ચ્હડીને સાગરયાત્રાળુ પ્રોટેસ્ટન્ટો (Pilgrim Fathers) એ જૂની દુનિયા તજી નવી દુનિયા વાસી. કેથોલિક સ્પેઈનનો અજીત કાફલો

ઈંગ્લાંડ ઉપર ચ્હડ્યો ને હાર્યો. નેધરલેન્ડઝમાં ત્રીસ વર્ષો સૂધી ખ્રીસ્તીઓનાં લોહીની નદીઓ વહી. છેવટે ૧૬૪૮ માં વેસ્ટફેલિયાનું તહનામું થયું, ને એટલે કાળે ને એટલે ખર્ચે, અકબરે પોણોસો વર્ષ પહેલાં હિન્દમાં સ્થાપેલી, ધર્મોની મતાન્તરસહિષ્ણુતાનો પાઠ યૂરોપ શીખ્યું. પશ્ચિમના અર્વાચીન સુધારાનું લોહીવર્ણું એ પ્રભાત: પણ એ પ્રભાતના બ્રહ્મમુહૂર્તનો ધર્મોની ઉદારતાનો બ્રહ્મસન્દેશ યૂરોપે સાંભળ્યો, ને ખ્રીસ્તીઓમાં આજ સૂધી પાળ્યો. યૂરોપમાં એ ધર્મસ્વતન્ત્રતાનો યુગ હતો.

ખ્રીસ્તી ધર્મસંગ્રામોના જમાનામાં યૂરોપવાસીઓ પૂર્વના વ્યાપારનો ધનસ્વાદ ચાખી આવ્યા ત્હેનાં પરિણામ આજ સૂધી પૂર્વને ભોગવવાં પડે છે. પૃથ્વીના વ્યાપારનું હિન્દ મથક છે, લક્ષ્મીનું વતન છે, પણ ડમાસ્કસ અલેપ્પો કેરો એલેકઝાન્ડ્રિયા–મધ્યપૂર્વનાં એ નગરો નફો ચ્હડાવે છે, માલ મોંઘો કરે છે. જો એ દલાલોને ટાળી શકાય તો યૂરોપને નફો જાય. વાસ્કોડિગામાની પહેલી વ્યાપારયાત્રાના પરિણામે ૬૦૦૦ ટકા નફો પરવડ્યો હતો. આ અરસામાં ૧૪૭૮ પછી સ્પેઇનપોર્ટુગાલની ગાદીએ ફર્ડિનાન્ડ ને આઇસાબેલા, હેનરી, પાંચમો ચાર્લ્સ, ને બીજો ફિલિપ: એવા ચાર પ્રતાપી રાજાઓની પરંપરા આવી; ને ઇસ્લામને તાબે સ્પેઇન હતું ત્હેને બદલે ત્હેમના યુગમાં ઈંગ્લાંડ ફ્રાન્સ સિવાયના લગભગ પશ્ચિમ યૂરોપનું માલિક, કેથોલિક સંપ્રદાયનું અગ્રેસર, ને યૂરોપનું શિરોમણિ મહારાજ્ય સ્પેઈન થયું. કોલમ્બસે સ્હમજાવ્યું કે પૃથ્વી ગોળ છે, હિન્દ પૂર્વમાં છે, ને પશ્ચિમે સાગર છે. પશ્ચિમમાં નૌકાઓ હંકારશું તો હિન્દને કાંઠે જઈને સહેજે નાંગરશે. અન્તે કોલમ્બસને સહાયતા મળી, ને ૧૪૯૨ માં હિન્દનો સિદ્ધો સાગરમાર્ગ શોધવા કોલમ્બસે યૂરોપનો કિનારો છોડયો. એ સાલમાં ૧૪૯૨ માં મૂરોએ ગ્રેનેડા ખોયું ત્હારે સ્પેઈનમાંથી ઈસ્લામ નાબુદ થયો. જગતનો ઇતિહાસ અનેક મ્હોટા અકસ્માતો ને ચમત્કારોથી યે ઘડાયેલો છે, ને એવો એક મહાઅકસ્માત ત્હારે બન્યો. હિન્દ શોધવા જતાં અમેરિકા ઠેશે ચ્હડયો, 'યૂરોપે નવી દુનિયાની શોધ કરી,' અને હિન્દશોધનયાત્રાની નામના અમ્મર કરવાને અમેરિકાના ટાપુઓને વેસ્ટ ઇન્ડિઝનું નામ અપાયું. અમેરિકાની શોધ પછી તરતમાં તો મુખ્ય પરિણામો છ આવ્યાં. પહેલું, સોનાની ખાણોની શોધ; બીજું, રાતા ઇન્ડિયન લોકનો સંહાર; ત્રીજું, હબસીઓની ગુલામગિરિ; ચોથું, આટલાન્ટિકમાં ચાંચિઆપણું; પાંચમું, સંસ્થાનોની સ્થાપના; છઠું, નૌકાબળનો ખિલાવ. ઈસ્લામે ધર્મને ખાતર સંહારો કીધા છે: સ્પેઈને યૂરોપમાં ધર્મને ખાતર ને અમેરિકામાં સોનાને ખાતર સંહારો કીધા. કોર્ટેઝ ને પિઝારોની કથાઓ ઇતિહાસજાણીતી છે. ગુલામગિરિ જગતજૂની છે,–ઈંગ્લાંડના બાલકોને ગુલામ તરીકે

વેચવાની મનાઈનો કાયદો ૧૦૦૦ ની સાલ પછી થયો—પણ અમેરિકાની સોનાની ખાણોમાં સ્પેઈનવાસીઓને પરસેવો ઉતારવો ન્હોતો, કોદાળીટોપલી બીજાને માથે ઉપડાવી સોનું પોતે લેવું હતું તેથી હબસીઓની ગુલામગિરિ ઘણી વધી ગઈ. એ અરસામાં ઇંગ્લાંડનો ગુલામગિરિનો વ્યાપાર મ્હોટો હતો, ને મહારાણી ઇલિઝાબેથનો ગુલામગિરિના એ વ્યાપારમાં ભાગ હતો. ધનાઢ્ય સ્પેઈનની ધનઈર્ષ્યાથી ઇંગ્લાંડના વહાણવટીઓએ ચાંચિયાપણું માંડ્યું, ને સોનાભર્યાં સ્પેઈન આવતાં વહાણો લૂટયાં. સંસ્થાનોની સ્થાપના ને નૌકાબલનો ખિલાવ પણ સ્પેઈને આદર્યાં, ને યૂરોપની ઈર્ષ્યા પામ્યાં. એ ચાંચિયાપણું ગયું; ગુલામગિરિમાંથી જિરમીટ અવતરી; બાકીની ચાર બાબતોના જગતઅખાડામાં આટલાન્ટિકના તીરવાસી સ્પેઈન હોલેંડ ફ્રાન્સ ઈંગ્લાંડ અનુક્રમે ઉતર્યાં, ને ઈંગ્લાંડ કેવી રીતે જીત્યું તે તો યૂરોપના ઇતિહાસની સર્વજાણીતી કથા છે. આફ્રિકા સર કરવા યૂરોપની પ્રજાઓ છેલ્લાં ૫૦ વર્ષમાં કેવી રીતે ન્હડી, ને ૧૬ મા સૈકામાંની અમેરિકામાંની સ્પેઈનની કથા ૧૯ મી સદીના અન્તમાં ને ૨૦ મી સદીની શરૂઆતમાં કેવી રીતે લગભગ ફરીથી ભજવાઈ, એ જાણવું હોય તો મિ. મોરેલ એમ. પી. કૃત હબસીઓનો જગતભાર—Black Man's Burden નામનું પુસ્તક વાંચશો. સોનાની શોધનો એ યુગ યૂરોપમાંથી હજી તો આથમ્યો નથી.

સંસ્થાનસ્થાપનાની શરતમાં ઈંગ્લાંડ જીત્યું, તેમ ઇંગ્લાંડે એક મહાસંસ્થાન ખોયું પણ છે. અમેરિકાને કિનારે પિઆરો ઉતર્યો, તેમ મે ફ્લાવર જહાજમાંથી સાગરયાત્રાળુ પ્રોટેસ્ટન્ટો પણ ઉતર્યા. અમેરિકાના કોટીધ્વજ જગતશેઠો ને એમર્સન થોરો જેવા ધર્મોપદેશકો એ પૂર્વજોના વંશજો છે. Plutocracy ને Liberty—ધનધ્વજ ને સ્વતન્ત્રતા અમેરિકાવાસીઓના ઈતિહાસની ગળથૂથીમાં જ છે. કાર્થેજ ને સાઇરેક્યુસ જેવાં પ્રાચીન યૂરોપના સંસ્થાનવાસીઓએ માતૃદેશને શીખવ્યું હતું કે સંસ્થાનો ઉપર જોહુકમી ન ચલાવાય; અર્વાચીન યુગમાં અમેરિકાએ ઈંગ્લાંડને એ પાઠ શીખવ્યો. સાત વર્ષના સંગ્રામ (Seven Years' War)ને અન્તે ત્રીજા જ્યોર્જના સમયમાં ઇંગ્લાંડે અમેરિકા ઉપર કર નાંખ્યા, ને એની સ્હામે અમેરિકાવાસીઓએ રાજ્યનીતિનું એક મહાસૂત્ર ઉચ્ચાર્યું કે પ્રતિનિધિતત્ત્વ વિના કર ન હોય—No taxation without representation. ઈંગ્લાંડે એ તત્ત્વ ન સ્વીકાર્યું, ને અમેરિકાનાં ૧૩ સંસ્થાનોએ સ્વતન્ત્રતા જાહેર કરી. યુદ્ધ થયું, ઈંગ્લાંડ હાર્યું, અમેરિકા ખોયું. પ્રાચીન સિનસિનેટસને સ્મરાવે એવો વોશિંગ્ટન પ્રમુખ થયો, ને ત્રીજી વખત પ્રમુખ ચૂંટાવાનું નકારી સત્તાના સંન્યાસનું મહાદૃષ્ટાન્ત જગતમાં આપ્યું. ગુલામગિરિ નાબુદ કરવા લિંકને આન્તર્વિગ્રહ આદર્યો, ને તેમાં

અન્તે પ્રાણ હોમ્યો. એમર્સન હોથોર્ન વ્હિટમૅન ને વ્હિટિયર અમેરિકાના ફિલસુફ નવલકથાકાર કવિ ને સાહિત્યકાર થયા. લોંગફેલો જૂની દુનિયાની શૈલીનો ઉપાસક હતો. Plutocracy–ધનધ્વજનો દોર એ અમેરિકાને માથે ભય છે, ને મનરોવાદ–Munroe Doctrine નો આત્મસંરક્ષણનો સિદ્ધાન્ત માનવસ્વાતન્ત્ર્યમાં સડનો કીડો છે. ગુરૂવારની રાત્રીની અકબરના શાહાનશાહી મહેલમાંની ધર્મસભા સમી જગતની ધર્મમહાપરિષદ્ (World' Parliament of Religions) અમેરિકાએ ભરી, ને આજે દેશદેશની શસ્ત્રસજ્જતાનાં ટોપકવચ ઉતરાવવા મહાપ્રજાઓને અમેરિકાએ આંગણે ન્હોતરી. અમેરિકાના શોધની ૧૪૯૨ ની તિથિ કરતાં યે ૧૭૭૬ ની અમેરિકાના બ્રહ્મજન્મની મહાતિથિ જગતઇતિહાસમાં વધારે યશસ્વિની નીવડી છે.

દરમિયાન ઇંગ્લાંડને ખોળે એડમ સ્મિથ જન્મ્યો હતો, અને To give the least & to take the most–ઓછામાં ઓછું આપી વધારેમાં વધારે લેવાનું ત્હેણે શાસ્ત્ર રચ્યું. લક્ષ્મીની શોધમાં યૂરોપના દેશો સ્હડયા હતા, ને ત્હેમને બિરદાવનારનાં જેવાં આ શાસ્ત્રી ને શાસ્ત્ર મળ્યાં, કાંઇક કાંઇક સુધારા વધારા સાથે યૂરોપના સહુ દેશોના મહાવ્યાપારીઓએ એ શાસ્ત્રને સત્કાર્યું, પાઠશાળાઓમાં શિખવાડયું, ને યૂરોપીય સંસ્કૃતિના એક સ્થંભરૂપે અનર્થકારી એ અર્થશાસ્ત્ર વધાવાયું. Baptism–નામસંસ્કરણના પ્રસંગના ખ્રીસ્તી બાલકના ઉછેરનાં વ્રતપ્રતિજ્ઞાઓની વિરૂદ્ધનું એ ખ્રીસ્તી ધર્મવિરોધી શાસ્ત્ર નથી ? એ શાસ્ત્રના બચાવમાં એમ બોલાય છે કે મનુષ્યની એ સહજ પ્રકૃતિ છે કે 'ઓછામાં ઓછું આપી વધારેમાં વધારે લેવું !' માનવ જાતની એ સહજ પ્રકૃતિ હો વા ન હો, ને માનો કે છે, ત્હો પણ મનુષ્યની સહુ સહજ પ્રકૃતિઓ ઉત્તેજનને યોગ્ય હોય છે ? શાસ્ત્રકારોએ ધર્મવેત્તાઓએ ઇન્દ્રિયનિગ્રહનાં શાસ્ત્રો રચ્યાં, કે ઇન્દ્રિયઉત્તજનનાં ? પ્રોટેસ્ટન્ટવાદ જન્મ્યા પછી પશ્ચિમ દેશોમાં ઇન્દ્રિયનિગ્રહની કે લક્ષ્મીનિગ્રહની વાતો ઓછી થાય છે, ને પશ્ચિમની સંસ્કૃતિ લક્ષ્મીપૂજા ને સુખપૂજાને માર્ગે સ્હડી છે.–પણ ખુદ યૂરોપમાં યે એ અર્થશાસ્ત્ર વિરૂદ્ધની ચળવળો તરત જ મંડાઈ. ફ્રાન્સમાં ફિઝિયોક્રેટ્સનો ખેડૂતવાદ ઉદ્ભવ્યો, ને વ્યાપારીઓ નહીં પણ ખેડૂતો જ સદાસર્વદા ખરા લક્ષ્મીજનકો છે એ સિદ્ધાન્ત સ્થપાયો. નફામાં હક (Profit–sharing), સંઘમાલિકી (Communism), ધનસમાનતા (Socialism)ના મહાવાદ પ્રગટી નીકળ્યા. પરિણામે ધાર્મિક બળવા પછી વહી હતી તેમ, મૂડીવાદ (Capitalism) ઉદ્યોગધુન (Industrialism), ધનધ્વજ (Plutocracy) અને ખેડૂતવાદીઓ (Physiocrates), સંઘમાલિકીવાદીઓ (Communists), ધનસમાનતાવાદીઓ (Socialists), છેલ્લા બે વાદના સંમિશ્રણરૂપ સંઘમાલિકી–ધનસમાનતાવાદીઓ

(Soviets) એમની વચ્ચે ધનવ્હેંચણીને કાજ મહાયુદ્ધ મંડાયું, યૂરોપમાં વારંવાર શોણિતસરિતાઓ વહી રહી, ને હજી યે વહે છે. ગીતામાં અર્જુન-ન્વાએ ભોગવવાની ના પાડી હતી ત્હેવી, અમેરિકાની આફ્રિકાની એશિયાની રુધિરભીની લક્ષ્મીનાં યૂરોપમાંનાં એ સંહારક પરિણામ જગતની આંખને વિષાદકારક છે, પણ આશ્ચર્યજનક નથી. મુડી અને મજૂરી (Capital & Labour) વચ્ચેનો સંગ્રામ કોઈ દેશમાં હજી આથમ્યો નથી. આપણા અમદાવાદે યે એનો કાંઇક સ્વાદ ચાખ્યો છે, ને ઉભય પક્ષ નહીં સ્હમજે તો કદાચ વધારે પણ ચાખે.

ધાર્મિક આર્થિક રાજકીય સાંસારિક ફિલસુફિક: અનેક કારણમાલાઓના પરિણામરૂપ વર્તમાન યુગનો પહેલો જવાલામુખી ફ્રાન્સમાં ફાટી નીકળ્યો, ને તે ફ્રાન્સ દેશમાંહેની ઉથલપાથલ. રાજારાણીના વધ કીધા, રાજ્યવ્યવસ્થા ભાગી નાંખી, ઉમરાવપદના જાતિભેદ તોડી નાંખ્યા, બેસ્ટાઇલ જેવા મહાકેદખાનાંઓની ભોગળો ભાગી, એમ ફ્રેન્સ વિપ્લવનો જન્મ થયો. ઈસ્લામની પેઠે એ જવાલામુખીએ ઘણું બાળ્યું, ને ઘણું સરજાવ્યું. જગતની યુગયુગની બેડીઓ તોડી, ને દુનિયાને જાણે નવજન્મ દીધો. આખા યૂરોપમાં એ જવાલાઓ ઘૂમી વળી, ને નેપોલિયનનાં મહાસૈન્યોએ યૂરોપમાં ધરતીકમ્પ માંડયા. (Liberty Equality Fraternity) સ્વતન્ત્રતા સમાનતા બન્ધુભાવનો ત્રિગુણાત્મક ત્રિરંગી જયધ્વજ યૂરોપ ઉપર ફરકી રહ્યો. યૂરોપનો સંસાર જાણે નવે અવતાર આવ્યો. રોમના મહારાજ્યના વિનાશ પછી યૂરોપે એવો મહાપ્રસંગ દીઠો ન હતો. રોમનગર તૂટયા પછી મધ્યકાલમાં યૂરોપની સંસ્કૃતિનું પાયતખ્ત ફ્રાન્સમાં મંડાયું હતું, ને Chivalry—નર્મદના શબ્દોમાં પ્રેમશૌર્યની ભાવના એ સંસ્કૃતિના આત્મારૂપ હતી. ઉમારાવોનો ને રાજાઓનો તેમ જ ઉમરાવો ને રાજાઓની જોહુકમીનો દોર જાગીર વીરત્વ ને સંસ્કારિતાના એ યુગમાં વધ્યો. પહેલા ચાર્લ્સને ગર્દન માર્યાથી, બીજા જેમ્સને તખ્તેથી ઉઠાડી મૂકવાથી, રાણી એનના મરણ પછી ઇંગ્લાંડથી અજાણ્યા એક જર્મન ઉમરાવ કુલને તખ્તનશીન કીધાથી, ને અમેરિકાના સંસ્થાનો ખોવાયા પછી રાજાની જોહુકમીનો દોર પહેલાં ઈંગ્લાંડમાં તૂટયો, ને પછી ફ્રાન્સમાં તૂટયો. ફ્રેન્ચ વિપ્લવની ઢાલને, સહુ વિપ્લવોની પેઠે, બે બાજુઓ છે. વધના વિનાશના મહાસંહારના ત્હેના ભડકા ક્ષણજીવી હતા, ને થોડાંક વર્ષો પછી આથમ્યા. સ્વતન્ત્રતા સમાનતા બન્ધુભાવની ભાવનાઓના ત્હેના પ્રકાશ ચિરસ્થાયી હતાં, ને ચિરંજીવ થયા. ફ્રેન્ચ વિપ્લવની સ્હામે ઉભેલા આખા યે યૂરોપે તે ઝીલ્યા ને વધાવ્યા. ૧૯ મા સૈકાની સ્હવારમાં વોટરલૂના યુદ્ધમાં ફ્રાન્સનો પરાજય જગતે નિહાળ્યો હતો તે જ જગતે ૧૯ મા સૈકાની સ્હાંજ પડતાં પહેલાં તો યૂરોપઓએ અનેક

સ્વતન્ત્ર પ્રજાઓના જન્મ થયેલા નિરખી ફ્રેન્ચ વિપ્લવનો મહાવિજય નિહાળ્યો. બન્ધુભાવનો સિદ્ધાન્ત યૂરોપમાં ખ્રીસ્તજૂનો તો છે જ, ને સમાનતાનો વાદ તો હેનો અનુસંગી છે. પણ ફ્રેન્ચ વિપ્લવ પછી યે યૂરોપમાં એ સિદ્ધાન્ત ત્રિપુટિ સિદ્ધ થઇ નથી, માત્ર સ્વતન્ત્રતા સિદ્ધ થઈ છે. ફ્રેન્ચ વિપ્લવ પૂર્વે યૂરોપમાં રાજકીય સ્વાતન્ત્ર્ય પ્રસર્યું ન હતું એમ નથી. અમેરિકાનું દૃષ્ટાન્ત તાજું જ હતું. ઈંગ્લાંડમાં પ્રજાપ્રતિનિધિત્વ ૧૨૬૪ માં, પણ સ્પેઈનના કેસ્ટાઇલ પ્રાન્તમાં ૧૧૬૯ માં ને એરેગોન પ્રાન્તમાં ૧૧૩૩ માં સ્થપાયાં હતાં. ઇંગ્રેજોને મેગ્ના કાર્ટાનો સ્વતન્ત્રતા ૧૨૧૫ માં, પણ સ્પેઇનને ૧૦૨૦ માં એવી સ્વતન્ત્રતા મળ્યાનું બકલ કહે છે. એ બધી કૂવામાંની છાયાઓ હતી. નિજનિજના કૂવામાં ઉગી કૂવામાં સમાઈ. ફ્રેન્ચ વિપ્લવની ભાવનાઓ સમસ્ત યૂરોપમાં પ્રસરી, ને જગતની કન્દરાઓમાં એના મહાધ્વનિ આજે યે ગાજે છે. ક્રોમવેલનો બળવો ઇંગ્લાંડની હોળી હતો: ફ્રેન્ચ વિપ્લવનો બળવો યૂરોપનો દાવાનળ હતો. ખુદ ઇંગ્લાંડમાં પણ (Oligarchy) ઉમરાવદોરમાંથી છૂટેલી પ્રજાપ્રતિનિધિઓની ખરી રાજસભા ૧૮૩૨ માં રચાઈ, ને ૧૮૨૯–૩૦ થી ૧૮૪૫ સુધીના દોઢ દાયકામાં રચાયા હેવા સ્વતન્ત્રતા સમાનતા ને બન્ધુભાવના કાયદા તે પહેલાનાં દોઢસો વર્ષમાં યે ઇંગ્લાંડમાં પણ નહોતા રચાયા. ૧૯ મી સદીમાં સ્વતન્ત્ર પ્રજાઓ યૂરોપમાં જન્મી, ને રોમની સેનેટ જેવી દેશદેશમાં પ્રજાપ્રતિનિધિઓની રાજ્યસભાઓ સ્થપાઈ. યૂરોપમાં (Nationalism) પ્રજાભાવનો એ યુગ. મહાપ્રબલ પ્રજાઓએ પોતાનું મહાપ્રાબલ્યે દાખવ્યું, ને એ યુગની પૂર્ણાહુતી સમી તિથિએ, ૧૯ મા સૈકાના ૮ મા દશકમાં, પૃથ્વીને ખોળે બે કયસરો જન્મ્યા: ૧૮૭૧ માં વર્સેલ્સના મહેલમાં જર્મનીની ગાદીએ, ને ૧૮૭૭ માં હસ્તિનાપુરના મેદાનોમાં હિન્દુસ્થાનની ગાદીએ. પ્રજાભાવ (Nationalism) ના યુગને શિખરે સામ્રાજ્યવાદ (Imperialism) ના કળશ એમ યૂરોપમાંથી જ ચ્હડ્યા.

ત્ય્હારે ઈંગ્લાંડે મનુષ્યજાતિની શી સેવા કીધી છે? શા શા નવસદ્બોધે સદ્બોધી છે? શા શા નવશણગારે શણગારી છે? પ્રાચીન રોમના અર્વાચીન પુનર્જન્મ જેવું બ્રીટનને કેટલાક કહે છે. એમ હોય ત્હો યે દુનિયાને તેથી ન્હોતું તે શું દીધું? ઈતિહાસમીમાંસકને તો એ સારવવાનું છે. ફિનીશિયા પણ ત્હેના સમયના જગત્વ્યાપાર ખેડતું, મહાનૌકાબળ રાખતું, ને રોમને યે ધ્રૂજાવનાર કાર્થેજ જેવું મહાસંસ્થાન સ્થાપતું. સેનેટના જેવી લોકપ્રતિનિધિસભા તો બ્રિટિશ પાર્લમેન્ટ ૧૮૩૨ માં થઈ, ને ઇંગ્લાંડનો કોઈ રાજમન્ત્રી હજી કોન્સલ કે ટ્રિબ્યુન કે ડિક્ટેટર સમો લોકસત્તાનો પ્રતિનિધિ નથી. રોમના ફોરમ જેવો બ્રિટિશ

સામ્રાજ્યનો રાજ્યચોક સ્થપાવો બાકી છે. યૂરોપપ્રસિદ્ધ કે યૂરોપનેતા મહાસાહિત્યકારો કે ફિલસુફો કે ધર્મધુરન્ધરો કોણ કોણ થયા ? મિલ્ટન તે હોમર નથી જ, ને જર્મનીના કાવ્યમીમાંસક જર્વાઈનસે બિરદાવેલા કવિ શેક્‌સપિયરને ટોલસ્ટોય જેવો જગતવન્દ્ય સાહિત્યકાર મહાકલાવિધાયક કહેવાની ના પાડે છે. સોક્રેટિસ કે પ્લેટો, થર્માપિલિ કે સ્પાર્ટા કે લિયોનિડાસ: પુરુષોનાં કેસરિયાં કે સુન્દરીઓનાં જોહર: ઇંગ્લાંડના ઇતિહાસમાં નોંધાય ત્યારે ખરાં. સારા જગત સાથે અસહકાર કરનારા Navigation Laws–વહાણવટાના કાયદાઓ રચી સૈકાઓથી ખીલવેલું નૌકાબળ જર્મનીના ૧૫–૨૦ વર્ષના બાળક કાફલાને, ત્રણસો વર્ષ પૂર્વે સ્પેઇનના અજીત નૌકાસૈન્યને દીધો હતો ત્હેવો, મહાપરાજય આપી શક્યું નથી. ટ્રફાલગર તે સેલેમિસ કે સુશીમા નથી, વૉટરલૂ તે ઈંગ્લાંડનું આરબેલા કે મુકડન કે પાણીપત નથી. નિ:શસ્ત્ર કીધેલી કે અર્ધસજ્જ પ્રજાઓ ઉપરના વિજયોને શૂરવીરો કીર્તિકર પણ ગણતા હશે કે નહીં ? બ્રિટિશ મહારાજ્ય રોમના સામ્રાજ્ય જેવું છે, કે ડેલોસની રાજ્યમંડલિ જેવું છે ? કે રોમ-ગ્રીસની એ બે ભાવનાઓના તરંગો વચ્ચે સામ્રાજ્યનૌકા ઝોલાં ખાય છે ? ત્હારે ઇંગ્લાંડે મનુષ્યજાતિને કાંઇ આપ્યું છે, કે નથી જ આપ્યું ? આપ્યું છે —રાજાઓની અને રાજ્યાધિકારીઓની જોહુકમીની સ્હામે પ્રજાનાયકોએ સૈકાઓ સૂધી લ્હડી રોમગ્રીસની રાજસ્મૃતિઓને સ્મરાવવા ઉપરાન્ત પણ ઇંગ્લાંડે જગતને આપ્યું છે. ન્યૂટન ને ગુરુત્વાકર્ષણનો વિશ્વનિયમ આપ્યાં છે; એડમ સ્મિથ ને અર્થશાસ્ત્ર આપ્યાં છે; વોટ ને વરાળયન્ત્ર આપ્યાં છે; ડાર્વિન ને ઉત્ક્રાન્તિવાદ–(Evolution) આપ્યાં છે: મનુષ્યજાતિ પાસે ન્હોતાં એવાં ઇંગ્લાંડે એ આપ્યાં છે. ને ત્હેમાં ય તે વોટ ને ડાર્વિન. જગત્ જોવાની, વિશ્વક્રમ પારખવાની, ફિલસુફીની દૃષ્ટિ જ ડાર્વિને ફેરવી નાંખી. ગગનભેદી મહાનાદથી પૃથ્વી ભરી એણે ઉચ્ચાર્યું કે સૃષ્ટિનો ઇતિહાસ તે ઉત્ક્રાન્તિવાદનો ઇતિહાસ છે. વોટે વરાળિયા દૈત્યને શીશામાં પૂર્યો, ને હરપાળદેવે બાબરા ભૂતને વશ કરી જય કીધો હતો તેમ, વોટે વરાળિયા દૈત્યને વશ કરી જગત્જય કીધો. (Steam engine) વરાળયન્ત્રની શોધથી મીલો થઈ, આગગાડી થઈ, આગબોટો થઇ. ગતિ અનેકધા વધી, સાગર ને ધરતી ઉપરનાં અન્તર ૨૦ મા ભાગનાં રહ્યાં, ને ૧૯ ભાગનાં ગયાં. યૂરોપે ચોખંડ પ્રવેશ કીધો. ડીકન્સ રસ્કિન વર્ડ્‌ઝવર્થના વિરોધ છતાં યે ઇંગ્લાંડમાં યૂરોપમાં પૃથ્વીભરમાં ( Industrialism )–ઉદ્યોગધુનનો જમાનો બેઠો. ૧૯ મી સદી એટલે પ્રજાવાદ ઉદ્યોગધુન પદાર્થશાસ્ત્રો પૃથ્વીપ્રવેશ. Age of Physical Sience–સ્થૂલ શાસ્ત્રોનો યુગ પૂરેપૂરો જામ્યો. ને રાક્ષસી ઇજનેરી ખડી કરીને વિશ્વકર્માના કે વલ્કનના સાચ્ચા પોતરા તરીકે યૂરોપમાંએ

રિકાવાસીઓ સિદ્ધ થયા. છતાં યે પતંગ ચગાવીને આકાશમાંથી પૃથ્વીમાં વીજળીને તો ફ્રેન્કલીને ઉતારી, ને એડીસને ખરેખરી ખિલાવી. વરાળિયાનું વતન ઈંગ્લાંડ; વીજળીનું વતન અમેરિકા; ને તારવિહોણી વીજળીનું વતન ભરતખંડ. પ્રાણવિનિયમ વિદ્યા ( Mesmerism ) ને યોગવિદ્યાના પ્રાચીન નિવાસખંડ તરીકે આર્યાવર્ત વિશ્વકુતૂહલકારી તો છે જ, પણ માર્કોનીની શોધ પૂર્વે વગર તારે દૂરથી વિજળીનાં કિરણ ફેંકી રકાબી ફોડનાર–જડસૃષ્ટિમાં યે ચેતનસ્ફુલિંગો સમા ઉડતા ( Electrones ) વિદ્યુત્પરમાણુઓ દાખવનાર જગદીશ ચન્દ્ર વસુની જન્મભૂમિ, ભારતવર્ષ એ જ તારવિહોણી વિજળીનું વતન.

પછી ઉગી વીસમી સદી. રાજકીય સ્વતન્ત્રતાના, કોમભેદના, વર્ણભેદના, જાતિભેદના, ધનભેદના જગત્જૂના મહાપ્રશ્નો એક દેશના કે યૂરોપઅમેરિકાના મટી પૃથ્વીવાસીઓના થયા. ઇતિહાસને આંગણે પશ્ચિમ જ રમે છે એવો આભાસ હતો. એ આભાસે ગયો, ને ઇતિહાસના આકાશમાં સારી પૃથ્વીની મહાપ્રજાઓ ઉડતી દર્શાઇ. જોનારની આંખ વિશાલ થઈ. ૧૯૦૫ માં જાપાને રશિયાને હરાવ્યું, ને સિદ્ધ કર્યું કે શસ્ત્રોની ને કવાયદની સ્વતન્ત્રતા ને સમાનતા હોય તો યૂરોપીઓની અજેયતા એ ૧૯ મી સદીનો ભ્રમ હતો. ૧૯૦૯ માં બ્રીટનના હાલના મહામન્ત્રી ને તે વેળાના કોષાધ્યક્ષ શ્રીયુત્ લોઈડ જ્યોર્જે 'ગરીબોને આશ્રય ને તવંગરોને કર' નો સિદ્ધાન્ત બજેટમાં રજૂ કરી, ઉમરાવો વિરૂદ્ધ પડતાં રાજાના જેવો ઉમરાવસભાનો યે બે વારનો જ Veto–નકારવાનો હક રહેવા દઈ બ્રિટિશ રાજ્યબન્ધારણમાં લોકપ્રતિનિધિસભા ( House of Commons ) ની સર્વોપરિતા સ્થાપી. ૧૯૧૪ માં જગત્સંગ્રામ મંડાયો, ફ્રાન્સને ને ઈંગ્લાંડને ભારે ભીડ પડી, ને જર્મનપૂરના પ્રચંડ હૂમલા સ્હામે પોતાનાં રક્ષણ કાજે એમણે પોતપોતાના કાળા ને ઘઉંવર્ણાં સૈન્યોને યૂરોપમાં કુમકે બોલાવ્યાં. મુકડન હાર્બિન પોર્ટ આર્થરને ભૂલાવનારાં મહાયુદ્ધો ખેલાયાં ને ૧૯૧૭–૧૮ માં રશિયામાં સોવિયેટ ને જર્મનીમાં સોશિયાલિસ્ટનાં જોર વધતાં અડોલ અને અવ્યય મનાતા (Czardom & Kaisarism) ઝારદોર ને કયસરતોર, ધરતીકમ્પમાં પર્વતનાં શિખરો પડે તેમ, પડયા. ત્હો ય હજી સ્વતન્ત્રતા સમાનતા બન્ધુભાવના ભેદ ને વિરોધ આથમ્યા નથી. શેકસપિયરે ઓથેલો લખીને હબસીઓને નિન્દ્યા, ને કિપલિંગે White Man's Burden–ગોરાઓનો જગત્ભાર ગાઇને ફૂલાવ્યા–એમ રંગભેદ વધાર્યો. રંગભેદના એ વિરોધો જૂના છે. હિન્દમાં આર્ય–દસ્યુના વર્ણભેદ હતા. પણ ગુલામ એટલે હબસી જ એવી ભ્રાન્તિ ઇતિહાસમાં નથી. રોમ નગરના બજારોમાં છઠ્ઠા–સાતમા સૈકામાં ઈંગ્લાંડના બાલકો ગુલામ તરીકે વેચાતા એ માધ્યમિકશાળાના નિશાળિયા યે જાણે છે.

યવનીઓ—એટલે ગ્રીસની સ્ત્રીઓ હિન્દમાં ગુલામડીઓ હતી એ સંસ્કૃત સાહિત્યના અભ્યાસીઓથી અજાણ્યું છે ? એથેન્સ સ્થાપનાર સિક્રોપ્સ મીસરનો હતો, અને રોમના સેનાધિપતિઓ સીઝરને ને એન્ટોનિયોને મોહવશ કરનાર મહારાણી કિલયોપેટ્રા પણ મીસરની રૂપસુન્દરી હતી. ગુલામગિરિનો દોરતોર તોડનાર વિલ્બરફોર્સ ને લિંકન ઈંગ્લાંડઅમેરિકાવાસી જ હતા એ પણ જગત-ઇતિહાસના અભ્યાસીએ ભૂલવાનું નથી. છતાં હિન્દમાં ઢેડવાડાઓ હજી છે, ને હિન્દવાનો માટેના ઢેડવાડાઓ સંસ્થાનોમાં છે. આફ્રિકામાં કે અમેરિકામાં હબસીઓને પ્રજાત્વના પૂરા હક હજી નથી મળ્યા. (League of Nations) પૃથ્વીના પ્રજાસંઘમાં મનુષ્યજાતિનો બન્ધુભાવ માનનાર ખ્રીસ્તી રાજ્યમન્ત્રીઓએ વર્ણભેદ ટાળવાનો જાપાનનો ઠરાવ સ્વીકાર્યો નથી.

રાજકીય સ્વતન્ત્રતા, વર્ણભેદનો વિનાશ, કોમકોમના કલહ, પ્રજાપ્રજાની સાર્વભૌમત્વની ભાવના, મૂડી ને મજૂરીના વિરોધ—મહાપ્રજાઓના મહામન્ત્રીઓએ, મનુષ્યજાતના અગ્રેસરોએ, વીસમી સદીમાં એ જગતપ્રશ્નોનો નિવેડો લાવવાનો છે. છેલ્લાં છ હજાર વર્ષોમાં જગતે હજી ત્હેમનો ફેંસલો કીધો નથી. ધનના મદલોભમાં, સમ્રાજ્યસત્તાના દોરમાં, રંગની સર્વોપરિતામાં દસ્યુઓના ફેરોઆના મૂસા નબીના પેરિકિલસના સીઝરના યુગમાં હતું, જગત્ એ વિષયોમાં હજી લગભગ ત્ય્હાંનું ત્ય્હાં જ છે. ઈ. સ. પૂ. ૪૦૦૦ વર્ષમાંના એ મહાપ્રશ્નો આજે ઇ. સ. ની વીસમી સદીના મહાપ્રશ્નો જ છે.

ચીનની મહાપ્રજાના ઈતિહાસની મ્હને ખબર નથી એટલે એ વિશે કાંઇ ઉલ્લેખ નથી કીધો. યૂરોપની વચ્ચોવચ્ચ, જાણે તરી આવતો, ઉત્તુંગશિખર આલ્પ્સ ઉભો છે, તેમ આલ્પ્સ ઉપર સરોવરશોભામંડિત, કાશ્મીરના અનુજ સરિખડો, સ્વિટઝરલેન્ડ દેશ ખડો છે. રાજ્યયન્ત્રણાની જીવન્ત કવિતા વર્તમાન યુગમાં કદાચ ત્ય્હાં વિરાજે છે. એથેન્સ ને સ્પાર્ટાના મહાગુણોવન્તી એ પ્રજા છે. 'કોઈથી ન પજવાતો, ને કોઇને ન પજવતો !'—**यस्मान्नोद्विजते लोको, लोकान्नोद्विजते च यः**—ગીતાના એ મહાવાક્યનો સાક્ષાત્કાર જાણે કરતો જેવો એ દેશ છે. નથી એને પોતાનું ઓછું થવા દેવું, નથી એને કોઈનું પડાવી લેવું, જાણે ગ્રામ્ય પંચાયતોનું મહાપંચ. મુગટ પહર્યે મહાસમ્રાટો એને આશરે જાય છે. યુરોપથી આલ્પ્સ ઉંચો છે, આત્મભાવમાં યૂરોપના દેશોથી એ દેશ કદાચ એટલો ઉંચો છે. મહાસાગરની પેઠે ચોપાસ ઉછળતાં મહાપ્રજાઓનાં મોજાંઓની મધ્યે અચળ ખડક પેઠે ઉભેલું સ્વિટઝરલેન્ડ આજે તો કદાચ જગતનું આદર્શ રાજ્ય છે.

હવે વિચારવાનો રહ્યો આ સર્વ યુગોના સાક્ષીરૂપ, આ સર્વ મહાપ્રજાઓના સમકાલીન, આપણા વૃદ્ધ આર્યાવર્તનો મહાઇતિહાસ.

ભરતખંડની કથા એટલે ઋષિમુનિયોગીતપસ્વીઓની કથા: વેદો ઉપનિષદો સ્મૃતિઓ પુરાણો ગીતા શાન્તિપર્વ ષટ્દર્શન ને ચાર મહાભાષ્યકાર આચાર્યોની કથા: રામાયણ બે મહાભારતની કથા: સૂર્યવંશ ને ચન્દ્રવંશની કથા: શ્રી કૃષ્ણચન્દ્ર ને સિદ્ધાર્થ બુદ્ધની કથા: રામ ને ભીષ્મની કથા: પટણાના મહેન્દ્ર ને ચિતોડના ચન્દ સમા રાજકુમારોના, ભર્તૃહરિ ને ગોપીચન્દ જેવા મહારાજાના, મીરાંબાઇ સરિખડી મહારાણીના, મહાસંન્યાસની કથા: મેવાડના શિશોદિયા સિંહોની કથા: પ્રતાપ ને શિવાજી સમોવડ સ્વતન્ત્રતાપૂજકોની કથા: વિક્રમાદિત્ય ને શાલીવાહન સરિખડા શકપ્રવર્તકોની કથા: શ્રી હર્ષ ને સમુદ્રગુપ્તની કથા: તક્ષશિલા ને નલીન્દની કથા: કાશી ને ગંગાનાં તીર્થસ્થાનોની કથા: અયોધ્યા ઉજ્જયિની હસ્તિનાપુરની કથા: પંચવટી ને બોધીગયાની કથા: બાબા નાનક ને કબીરજી જેવા હિન્દુઇસ્લામને એક કરનારની કથા: ચૈતન્ય સુરદાસ નરસિંહ સમા મહાભક્તોની કથા: વસિષ્ઠજી રામદાસ સ્વામી ને શેખ સલીમ ચિશ્તી જેવા રાજગુરુઓની કથા: તારાગઢ ને તોરણાની કથા: પાટલીપુત્ર વિજયનગર ને પુણ્યપતનની કથા: ભરત અશોક અકબર સમા સમ્રાટોની કથા: સંયુક્તા નૂરજહાન મુમતાજ મહાલની કથા: ચાંદબીબી અહલ્યાબાઇ લક્ષ્મીબાઈની વીરકથા: ધ્રુવ પ્રહ્‌લાદ શુકદેવ અભિમન્યુ સમા બાલકોની કથા: હિન્દની વિધાત્રીની રમણવાટિકા સરિખડા પાણીપતની અઘોર કથા: આવી આવી અનેક મહાકથાઓનું મહાભારત તે ભારતવર્ષનો કથાસરિત્સાગર. હિન્દની અદ્વિતીય યશવાર્તા ગાવા માંડી કે કેટલાકથી નથી જ ખમાતી: કેટલાક છંછેડાય છે: કેટલાક પૂછે છે કે એ તો વીત્યા યુગોની વાર્તાઓ, એ તો વડુવાઓનાં પરાક્રમ: આજનું ત્હમારૂં શું ? ઇતિહાસનો ચોપડો વાંચે ત્ય્હારે કેમ જાણે બીજી પ્રજાઓ તો વીત્યા યુગો ને વડુવાઓની વાતો ન વાંચતાં ભવિષ્યની વાતો વાંચતી હશે ?—નહીં ? પરમહંસ રામકૃષ્ણ, બાણુવળી સરતાનસિંહ, ભારતપ્રસારનો પહેલો હૂમલો અર્વાચીન કાલમાં ભરતખંડ બહાર લઇ જનાર સ્વામી વિવેકાનન્દ, આ યુગના યુગધર્મના સર્વોપરિદ્રષ્ટા સંન્યસ્તવીર બ્રહ્મચર્યધ્વજ સ્વામી દયાનન્દ સરસ્વતીના દેશની કથા. ફરીથી વાંધાની ને વિરોધની ફૂંક સંભળાય છે કે વળી પાછી મૃત્યુશાયીની જ કથા કથશો ? જીવતાંનું શું ? હિન્દના આજનાં જીવતાંઓથી યે જગતમેળામાં હિન્દને શરમાવા જેવું નથી, ગૌરવ જ છે. હિન્દનો આજનો ઈતિહાસ એટલે મહારાજ સયાજીરાવ ગાયકવાડ, સ્વામી શ્રદ્ધાનન્દજી, રવીન્દ્રનાથ ઠાકોર, જગદીશચન્દ્ર વસૂ, ને અમેરિકાના સાધુજનના

ઉચ્ચારવા પ્રમાણે ચે વીસમી સદીના સ્હવારના પૃથ્વી ઉપરના પુરુષોત્તમ મહાત્મા ગાંધીજીની જન્મભૂમિની કથા.

દુનિયા નાંખે તો આત્મલક્ષ્મીનું આહ્‌વાન ઝીલવા આજે ચે આર્યાવર્ત સર્જ્યું જ છે.

અરબ્બી સમુદ્ર બંગાળાનો ઉપસાગર ને હિન્દી મહાસાગરનાં સાગરનીરમાં અર્ધ શરીર જાણે જલઝૂલે ઝૂલવતો, અને હાલા ને સુલેમાન, હિન્દુકુશ ને કારાકોરમ, ને ગિરિમંડલેશ્વરોનો મહાસમ્રાટ હિમાલય: એ ગિરિમાલાઓનાં ઘર્ઘા છત્રોથી આચ્છાદાયેલો ભરતખંડ Splendid isolationમાં–પૃથ્વીના દેશ માત્રથી અલગ જેવો જ ઉછરેલો છે. કો અપવાદ સિવાય જગત જીતવા તે સંચર્યો નથી, હૂમલે આવનારની સદા સ્હામે થયો છે, શાન્તિભાવે આવનાર પારસીને ૭ મા ને ૧૩ મા સૈકામાં અને ફિરંગી વલંદા ફ્રેંચ ઇંગ્રેજને ૧૬ મા–૧૭ મા સૈકામાં સમાસ દીધો છે. આવા જગત્‌અલગાપણાથી હિન્દને લાભાલાભ ઉભય થયા છે. અટક ઓળંગવી ને સાગરયાત્રા કરવી એ પાપ મનાયાં, તેમ જ પ્રતાપ અને શિવાજીના ટેકીલાપણાએ હિન્દુ લોહી હિન્દુ ધર્મ હિન્દુ સંસ્કૃતિ સાચવી રાખ્યાં. પ્રાચીન સંસ્કૃતિનું સતાતનત્વ એ અળગાપણાથી જળવાયું. ઉદારતાનો એક મહાસિદ્ધાન્ત સાથે સાથે આર્યકુલે પાળ્યો હતો, અને તે ગોત્રસમાસનો સિદ્ધાન્ત–The Principle of Assimilation. ઈતિહાસનો ખરે ખર મ્હોટો પ્રશ્ન ગોત્રસમાસનો જ છે. પરગોત્રમાંથી કન્યાઓને આપણા ગોત્રમાં સમાસ આપી વંશવિસ્તાર કરી કુલઅધિષ્ઠાત્રીઓ સ્થાપીએ છીએ તેમ આર્યકુલ કે વેદગોત્રથી અળગા જેવા ગ્રીક શક જ્યોર્જિયાના ગુર્જરો પાર્થિયાના પહ્લવો બૌદ્ધ જૈન શીખને આર્યકુલ કે વેદગોત્રમાં સ્વીકાર્યા ને સત્કાર્યા. કાલની કસોટીમાં પાસ થાય, ગુણપરીક્ષામાં સત્ત્વવન્ત નીવડે, ત્હેને ગોત્રમાં સમાસ દીધો. પારસીઓને અતિથિસત્કાર દીધો, ઈસ્લામીઓના પીર ઓલિયા દરવેશને પૂજ્યા. ઈસ્લામી યુગમાં રાજરાજેન્દ્ર અકબરે એ ગોત્રસમાસનો સિદ્ધાન્ત પાળ્યો, ને મુગલ શાહાનશાહતને મહાવડલા સમોવડી સુદૃઢ કીધી.

હિન્દ એટલે સારૂં જગત મ્હોર્યું છે તે અધ્યાત્મ વિદ્યા: હિન્દ એટલે જસ્ટિસ વૂડરોફ મોહ પામ્યા છે તે તન્ત્રવિદ્યા, ને ત્હેની માતામહી સમી પતંજલિની યોગ વિદ્યા: હિન્દ એટલે બુદ્ધ ને મહાવીર ને ગાંધીજીની અહિંસા: હિન્દ એટલે જર્મન મહાકવિ ગેઇથે માથે મૂકી નાચ્યો હતો તે અભિજ્ઞાન શાકુન્તલ, અક્ષરપ્રબન્ધ તાજમહેલ સમી કાદમ્બરી, મયૂરાસન કે મોતી મસ્જિદ સમાં મેઘદૂત ને ગીતગોવિન્દ, શાહનામા સમો પૃથુરાજરાસો: હિન્દ

એટલે કાલિદાસ ભવભૂતિ બાણુ–પિતાને પુત્ર જયદેવ ચન્દ બરદાઈ: હિન્દ એટલે સીતાજી સમ સતીત્વ ને સતીત્વનાં યશોગાન, વીરોનાં કેસરિયાં, ગઢવી ને બ્હારોટોના ઝમોર, રૂપમૂર્તિઓના જોહર: હિન્દ એટલે જગતલક્ષ્મીનું વતન, અને સિકન્દરથી માંડીને કયસર બીજા વિલિયમ સૂધી જગતજેતા મહારાજો ને મહાપ્રજાઓનું કેન્દ્ર: હિન્દ એટલે પૃથ્વી ઉપરનું કાશ્મીરનું નન્દનવનઃ અગર ફિરદોસ બર રૂયે ઝમીનસ્ત, હમીનસ્તો હમીનસ્તો હમીનસ્ત. અયોધ્યા હસ્તિનાપુર વૃન્દાવન દ્વારિકા કાશી પ્રયાગ પ્રભાસ કુરુક્ષેત્ર ઉજ્જયિની આગ્રા ચિતોડ: એક એક શબ્દ ઉચ્ચારતાં શાં શાં મહાસ્મરણો નથી સ્ફુરી ઉઠતાં ? મહાગ્રન્થોની પેઠે યુગયુગના ઘાવ ઝીલતી ઝીલતી એ પ્રત્યેક નગરી એક એક મૂર્તિમન્ત મહાકાવ્ય જ છે. ત્રિમૂર્તિ સરિખડા હિન્દના મહાસમ્રાટો તો ત્રણ: દુષ્યન્તશકુન્તલાનો સિંહબાલ સાથે રમતો કુમાર રાજર્ષિ ભરત, જેનાં રથનાં મહાચક્રોથી ધરતી ધ્રૂજતી, ને જેણે આર્યાવર્તનો ભરતખંડ કીધોઃ દેવોને પ્રિય ચક્રવર્તિ મહારાજ અશોક, જેના ધર્માદેશો હિન્દના ચોખૂટમાં પર્વતછાટો ઉપર જડેલા છે, ને જેણે રાજકુમાર ને રાજકુમારીને મહારાજ્યોને બદલે મહાસંન્યાસ ધરાવી ધર્મપ્રચારાર્થે પરદેશમાં પાઠવ્યાં: પૃથ્વીશિખર રાજકુલમુગટ શાહાનશાહ જલાલુદ્દીન અકબર, જેણે જુમે રાતની સર્વધર્મપ્રતિનિધિ ધર્મસભાઓ ભરી, ને જેને પૃથ્વીની અર્વાચીન મહાપ્રજાઓએ યે હજી સિદ્ધ કરવાનો છે તે પ્રજાઓ ને કોમો, ધર્મો ને સંસ્કૃતિઓની સમાનતા ને સમન્વયનો મહાઆદર્શ જગતના રાજનીતિવેત્તાઓની સન્મુખ ધર્યો. મનુષ્યજાતિની રાજકીય યાત્રાનું એ ધર્મનું ધામ છે, પ્રજાપ્રજાએ સર્વકાલમાં એ તીર્થે જ સંચરવાનું છે. ઇતિહાસમાં કદાચ એક જ વાર હિન્દ જગત જીતવા નીકળ્યું છે, પરદેશોપર સેનાનીએ પાઠવ્યા છે: અને તે બ્રહ્મદેશ સિંગાપુર સિયામ ચીન જાપાન ઉપરનો, ઉગતા સૂર્ય સમીપ જાણે પૂર્વમાં પ્રકાશનાં મૂળ શોધવા જતાં બૌદ્ધ ધર્મના ભિક્ષુકો ને ભિક્ષુકાઓનો, અક્ષયકીર્તિ દિગ્વિજય.

•

કૌરવપાંડવ સમા પૃથ્વીના પ્રજામંડલ વચ્ચે ભરતખંડ તો ભીષ્મ પિતામહ છે.

જેને ધાવી ધાવી મહાકવિઓ ઉછર્યા, કરોડો નરનારનાં જીવન જેણે હજારો વર્ષોથી ઘડયાં ને જે ઘડે છે, તે રામાયણમહાભારત ને ભાગવતની ત્રિશ્વયશસ્વિની કવિતા ભરતખંડે દુનિયાને આપી. પયગમ્બરો ધર્મશાસ્ત્રો સંપ્રદાયપ્રવર્તકો બાઇબલમાંના એક એક પુસ્તક જેવાં અનેક પુરાણોઃ જીવનની સહુ ભાવનાઓમાં ધર્મભાવના સર્વોપરિ છે એ મહાસત્ય હિન્દ જગતને આજ સૂધી આપે છે. સર્વકાલની સર્વ પ્રજાઓને કાજેનો પરમ રાજમન્ત્ર, પ્રજાઓનો કોમોનો ધર્મોનો

સંસ્કૃતિઓનો સમન્વય, ભરતખંડે દુનિયાને ભણાવ્યો. ચતુર્ધા મુક્તિ ચતુર્ધા વેદાન્ત નવધા ભક્તિ ષટ્દર્શન ત્રણ માર્ગ ને ત્રણ ગુણની ફિલસુફી આપ્યાં. પ્રાણ-વિનિમયવિદ્યા નાથ સંપ્રદાયની સિદ્ધિઓ (Spiritualism) આત્મવિદ્યાનાં ગુહ્ય તત્વો આપ્યાં. મહારાજાઓના સંન્યાસ, બાલકોની બહાદુરી, વીરાંગનાઓનાં વીરત્વ, સૌન્દર્યપ્રતિમાઓને કાજે સતીત્વનું આદર્શ; એક દેહે એંશી ઘાવે શોભતો રાણો સંગ, ને દિલ્હીની રાજલક્ષ્મી પામ્યે એમાંથી પોતા કાજે પાઈ યે ન રાખતાં એ ગુલઝારનાં સહુ લક્ષ્મીગુલાબ દુનિયાને વહેંચનાર કલન્દર બાદશાહ બાબર; स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः—સંસારીઓને કાજેનો એ સર્વગ્રાહી મહાઆદર્શ: હિન્દે એ સહુ આપ્યાં. વળી શંકા ને વાંધો ને વિરોધની ફૂંકો સંભળાય છે કે આજે શું ? આજે ? આજે હિન્દ જગત્‌ને આપે છે ( Electrones )–વિદ્યુત્‌પરમાણુઓનાં અદ્વૈત ને સત્યાગ્રહનો મહાઉપદેશ. જ્ઞાન ને સત્યનાં ઉપાસક જગતનાં નરનાર ઉભય તે સ્હમજે ને સત્કારે છે.

स्वतः प्रमाणं परतः प्रमाणं कीरांगना यत्र गिरो वदन्ति,
* * * जानीहि तन्मंडनमिश्रधाम.

મહિષ્મતી નગરીની પાણીયારીઓએ ભગવાન શંકરાચાર્યને એ ઉત્તર આપ્યો હતો. કલકત્તામાં ભાગીરથીને ઘાટે જો પાણીયારીઓ રહી હોય ને ત્હેમને કો પૂછે તો ગુણગર્વિલી તે બંગાળણો આજે ઉત્તર આપી શકે કે પોપટીઓ તો ચેતનવન્તી હતી: પણ વૃક્ષ ને વેલી, ફલ ને ફૂલ, શિલાઓ ને કંકર–જડ ને ચેતન સહુ વિદ્યુત્‌તણખા ઉછાળી ઉછાળી શંકર ભગવાનનો મહાવાદ 'અદ્વૈત' 'અદ્વૈત' જ્હાં ઉચ્ચારી રહ્યાં છે

जानी हि तत् श्री जगदीशधाम.

ને સત્યાગ્રહે પૃથ્વીપુરાણો છે, ત્હેનો રાજકારભારમાં સદુપયોગ જ નવીન છે. સોક્રેટિસ સત્યાગ્રહી હતો; પયગમ્બર ઈશૂ ખ્રીસ્ત સત્યાગ્રહી હતા; પારસીઓ વતન ત્યાગી હિન્દમાં સત્યાગ્રહને લીધે જ છે; મનસૂર મહાસત્યાગ્રહી હતો; લ્યૂથર ગેલીલિયો ગુરુ તેગ બહાદુર–સહુ સત્યાગ્રહી હતા. આફ્રિકામાં ગાય જેવાં ૪૦૦૦ નિ:શસ્ત્રીઓની શસ્ત્રધારીઓની સ્હામે કૂચ તે મીસરમાંથી મૂસા નબીએ દોરેલી યાહુદીઓની કુચને સ્મરાવે છે: ચંપારણ્યમાં વિનીત સાધુભાવે સકલ સામ્રાજ્યસત્તાના જોહુકમી દોરસ્તોર સ્હામે ઉભેલા મહાત્માજી પેલેસ્ટાઈન-માં રોમના સૂબા પાઈલેટ સન્મુખ ઉભેલા ઈશૂ ખ્રીસ્તને સ્મરાવે છે. જગતના ઇતિહાસમાં નિ:શસ્ત્રીઓના એ બન્ને મહાપ્રસંગો હતા. આજે અમેરિકાએ દુનિયાને આંગણે ન્હોતરી સજેલાં શસ્ત્રો કાંઈક ઉતારવા સ્હમજાવ્યું: આજે

હિન્દ પોકારી પોકારીને માનવજાતને કહે છે કે પૃથ્વીના પંચમાંશ ઉપર પથરાયેલું મહારાજ્ય પણ જો ખોટું હોય તો ત્હેની બુદ્ધિ ઠેકાણે લાવવાને શાસ્ત્રોની જરૂર નથી. હિન્દ આજે જગતને એવા મહાબોધ આપી રહ્યું છે.

છેલ્લાં ૨૮૦૦ વર્ષોમાં યૂરોપઅમેરિકાને ખોળે બીજો હોમર હજી જન્મ્યો નથી, એમ યૂરોપવાસીઓ કહે છે. ને સ્વરૂપવાન પેરિસને પરણી બેસનાર ઇલિયડનાયિકા સૌન્દર્યમૂર્તિ હેલન કરતાં, મહાબલવાન મહાધનાઢ્ય વેદભાષ્યકાર મહાવિદ્વાન પવન વીજળી મેઘ જેનાં સેવક હતાં એવા મહાવૈભવી રાવણની સ્હામે નજર સરખી યે નથી કીધી એ રામાયણનાયિકા સતી સીતાજીઃ અને એપોલોના સૂર્યદેવળના પૂજારી બ્રાઇસિસની રૂપકુમારિકા બ્રાઇસીસને ટ્રોયની લૂંટમાં લૂંટી લાવ્યા પછી એ લૂંટવહેંચણમાંથી રિસાયેલા શસ્ત્રત્યાગી ઇલિયડનાયક મહાવીર એકિલિઝ કરતાં ગુરુજનને અને વડિલોને હણીને ત્રિલોકનું રાજ્ય મળતું હોય તો ત્હેના યે રક્તરંગી ભોગોપભોગ નથી માણવા કહી વૈરાગ્યભીનો શસ્ત્રસંન્યાસી મહાભારતનાયક નર ગાંડીવધન્વાઃ જેટલાં વધારે આત્મવાન્, વધારે ગુણગૌરવી, જગતના વધારે તારક ઉદ્ધારક ને સદ્બોધક છે એટલી આર્યાવર્તની મહાકથા અન્ય કો દેશના ઈતિહાસથી વધુ આત્મવાન્, વધુ ગુણગૌરવી, જગતની વધુ તારક ઉદ્ધારક સદ્બોધક છે.

ઇતિહાસે નોંધેલાં મનુષ્યજાતિની ઉન્નતિનાં પોષક ઝરણાં કંઈક આવાં છેઃ મહાપ્રજાઓએ, મહાધર્મોએ, મહાપ્રસંગોએ, મહાભાવનાઓએ, ઉચ્ચારેલા મન્ત્રો ઈતિહાસના આકાશમાં તરતાનીતરતા સ્ફુટ–અસ્ફુટ આવા સંભળાય છે. તે મહામન્ત્રોનો જગત્ચોકમાં પડઘો ક્ય્હાં ને કેવો પડયો ?

પડઘો ક્ય્હાં પડયો ? રસબાલ !

ભેદી ભીષણ જગના દુર્ગ અનિલ ક્ય્હાં આથડયો ? રસબાલ !

ઉપર જ્ય્હાં અનહદ બાજે સાજ, ટુહુરવ ત્ય્હાં ચ્હડયો ? રસબાલ !

જગતના ઇતિહાસમીમાંસકના એ અન્તિમ પ્રશ્નના ઉત્તરમાં कालोस्मि लोकक्षतिकृतप्रवृद्धः કે कालोस्मि लोकोन्नतिकृतप्रवृद्धः નો ઉત્તર સમાય છે. સૈન્યોના જયપરાજય કાંઈ સદાસર્વદા પ્રજાઓના જયપરાજય નથી, સંસ્કૃતિઓની હારજીત નથી, મનુષ્યજાતિનાં ઉન્નતિસાધક કે કલ્યાણકારક નથી. વૉટરલૂની જીતથી ઇંગ્લાંડે કાંઈ યૂરોપ જીત્યું નહીં, કે એટીલા કે એલેરિકના વિજયોથી માનવજાત એક પગથિયું એ ઉપર ચ્હડી નહીં. ગ્રીસની હાર તે રોમ ઉપર જીત હતી, ને શાહબુદ્દીન ગોરીએ હિન્દ સ્વતન્ત્રતા તોડી, પણ તે પછી આજ

આઠસો વર્ષે યે હિન્દ સંસ્કૃતિ હજી જીવે છે, ને જીતશે. સંસ્કૃતિઓની હારજીત જ ખરી હારજીત છે, મનુષ્યજાતિના ઉદ્ધાર કે અવનતિની હારજીત છે. મહાપ્રજાઓનો રોજમેળનો ચોપડો આવો છે: મહાપ્રજાઓની ખાતાવહી શું ભાખે છે ? મહાપ્રજાઓએ પરસ્પરને શું શું આપ્યું ને પામ્યાં, લીધું ને દીધું ? હિન્દ, બૌદ્ધ, જરસ્થોસ્તી, યાહુદી, ખ્રીસ્તી, ઇસ્લામી, જગતના સહુ મહાધર્મો ને પયગમ્બરો એશિયાને ખોળે જન્મ્યા. જગતની સર્વોત્તમ કવિતા, ફિલસુફી ને ધર્મશાસ્ત્રો એશિયાએ મનુષ્યજાતિને ધરાવ્યાં. પ્રજાઓની સ્વતન્ત્રતાની ભાવના મૂસા નબી જેટલી તો પૃથ્વીપુરાણી છે. યૂરોપને વ્હાલામાં વ્હાલો હોવો જોઇએ તે ત્હેનો ધર્મ એશિયાએ આપ્યો. યૂરોપમાં જ્ઞાનયુગ ઉગાડનાર યૂરોપની પહેલી યુનિવ્હર્સિટિ–કોર્ડોવાની શારદાપીઠ એશિયાવાસીઓએ યૂરોપમાં સ્થાપી. ખગોળ ભૂગોળ રસાયન ભૂમિતિ વૈદક વર્તમાન યૂરોપને આરબવિજેતાઓએ શીખવ્યાં. કાગળ છાપખાનું ને ફોડવાનો દારૂ એશિયાએ યૂરોપને દીધાં. વ્યાપાર ને મહાલક્ષ્મી એશિયા અમેરિકા આફ્રિકા પાસેથી યૂરોપે લીધાં. પશ્ચિમની પ્રજાઓએ પૂર્વની પ્રજાઓને બદલામાં શું શું દીધું ? યૂરોપઅમેરિકાની સારામાં સારી ભાવનાઓ ત્હેમના વાવટાઓના પડછાયાઓમાં અમેરિકા એશિયા કે આફ્રિકામાં એ ખંડવાસીઓને કાજે પરવરી નથી. શરીરની સ્વતન્ત્રતા–Habeas Corpus, સમાનતાનો ન્યાય–Trial by jury, ભાષણની સ્વતન્ત્રતા, છાપખાનાની સ્વતન્ત્રતા; રાજકીય સ્વાતન્ત્ર્ય, સમાનતા, બન્ધુભાવ; પ્રજારાજ્ય, દેશાભિમાન, પ્રજાપ્રતિનિધિ સભા, ટ્રિબ્યુન, કુલીનઅકુલીનના ભેદભાવનાં સમાધાન; યૂરોપનું સારામાં સારૂં ગણાતું ને ગવાતું યૂરોપવાસીઓ માટે જ રહ્યું છે, પૃથ્વીવાસીઓને માટે નથી વ્હેંચાયું. ચીનજાપાનનાં બારણાં ઉઘડાવનારાઓએ ચીનજાપાનની સ્હામે બારણાં બંધ કીધાં છે. ઇશૂ ખ્રીસ્તનો ધર્મ પાળનારાઓએ ઇશૂ ખ્રીસ્તના ખંડવાસીઓની સ્હામે ભોગળો ભીડી છે. અમેરિકાના રાતા ઇન્ડિયનના સંહાર થયા, આફ્રિકાના હબસીઓને ગુલામ કીધા, એશિયાવાસીઓને કાજે ગિરમીટ જન્મી. દલપતરામે હિન્દને માટે ભાખેલા શબ્દો દુનિયાંને માટે કહીએ તો પશ્ચિમની સંસ્કૃતિનો જગત્‌વિસ્તાર એટલે ‘હુન્નરખાનની ચ્હડાઈ.’ પશ્ચિમની સંસ્કૃતિના રસોડાના પકવાનોનો મહાથાળ માનવજાતિ આગળ ધરવાનો હજુ બાકી છે.

સંસ્કૃતિનાં સૈન્ય વ્યૂહો માંડતાં,
પૂર્ણિમા ને અમાસ નેજા ખોડતાં,
યશકિરીટી ઇન્દ્ર પુષ્પ વધાવતા:

* * * *

રમે-રમે ચૌદ ભુવનને દડે પરમ ભારતરણુ અબધૂત કાલ,
પડઘો ત્ય્હાં પડયો, રસબાલ !

મહાપ્રજાઓની કુચની ભવ્ય પદતાલીના પડઘા મહાકાલની એ મહાકન્દરાઓમાં ગાજે છે, ઇતિહાસમીમાંસકોની વાંસળીમાં પૂરાય છે, ને સદાસર્વદા પ્રજાસંઘોના-મનુષ્યજાતિના મહારાસના નૃત્યનેતા તરીકે ગાજે છે. મહાવિરાટની એવી રમણા છે.

અને હવે ?–

એ પ્રશ્નનો પડઘો સાંભળતાં જ જગત જાણે થંભી જતું ભાસે છે. ભુતકાલની મનુષ્યજાતિની કથા કંઇક આવી હતી. અને હવે ?–

છૂટી છૂટી પ્રજાનાં સરવર વિલસે લક્ષ્મીખંડે યૂરોપે,
ત્હેનાં પશ્ચિમખંડે ઝરણુજલ વહી વાડી ત્ય્હાં એક રોપે;
ન્હાળો ! આ ધર્મખંડે દિશદિશ મહીથી મેઘનાં સૈન્ય આવે,
ને વાધે માનવીનો કંઇ યુગયુગથી આ મહાસિન્ધુ ભાવે.

૧૯ મા સૈકામાં યૂરોપમાં ( Nations & Nationalism ) પ્રજાઓ ને પ્રજાભાવ જન્મ્યાં, ને મ્હોર્યાં. યૂરોપની પ્રજાઓનાં ઝરણો ઝમી ઝમી અમેરિકામાં સંગમ પામે છે. યૂરોપની પ્રજાઓનો સમન્વય યૂરોપમાં ન થાય, અમેરિકામાં થાય. અમેરિકામાં પણ કાળી પીળી કે રાતી, ઘઉંવર્ણી કે ઉજળી માનવજાતિઓનો સમન્વય નથી. ને હિન્દમાં ? કાળા ગોરા તામ્રમુખા કનકરંગી ઘઉંવર્ણા ઉજળા-પૃથ્વીના સહુ વર્ણો ને પ્રજાઓનો સમાસ આર્યાવર્તમાં છે. યૂરોપમાં પ્રજાઓ પ્રસવી, યૂરોપની પ્રજાઓની મહાપ્રજા અમેરિકામાં જન્મી: પૃથ્વીવાસીઓની માનવપ્રજા ભારતવર્ષમાં અવતરે છે. સહુ કોમો ને સહુ સંસ્કૃતિઓનો, સાગરમાં સહુ નદીઓ સમાસ પામે છે તેમ, આપણા ખંડમાં સમન્વય થાય છે.

અને હવે ?–

બર્ક બાંગ મારે છે કે પ્રેમશૌર્યનો જમાનો ગયો–The age of chivalry is gone. મેરી કોરેલી પોકારે છે કે પશ્ચિમમાં લગ્નસંસ્થા કસોટીએ ચ્હડેલ છે–In West the institute of marriage is on trial. કવિતાનો યુગ પણ જાય છે, ને વિષ્ણુને સ્થાને કુબેરપૂજાનો યુગ ત્ય્હાં જામ્યો છે. યૂરોપઅમેરિ-

કામાં એશિયાઈ બાઇબલને બદલે આજે પશ્ચિમના સુધારાનું ચક્રવર્તીત્વ છે, ને એ સુધારામાં સ્થૂલપૂજા ને સુખપૂજાનું ચક્રવર્તીત્વ છે. પદાર્થશાસ્ત્રોને સુખવર્ધક માનતા–મનાવતા: પદાર્થશાસ્ત્રો દોધારી તરવાર જેવાં છે, પદાર્થશાસ્ત્રો મહાસંહારક પણ છે, એ ભયાનક સત્ય ગયા જગત્‌યુદ્ધે નૃલોકની આંખડીમાં આણ્યું. પશ્ચિમના સુધારાને મનુષ્યજાતિની ઉન્નતિના મન્દિરનો કળશ કેટલાક કહેતા, પણ તે ભ્રમણા આ જગત્‌ભારતે ભાગી. એ માયાવી પડળ હવે ઘણાંનાં ઉતર્યાં; જે ઇન્દ્રજાળને સત્ય માન્યું હતું તે ઇન્દ્રજાળે વિખરાઈ ગયું.

અને હવે ?—

યૂરોપના રાજ્યમન્ત્રીઓને શેષનાગની ડોક ઝાલી ડોલાવતાં આવડી, ને મહાધરતીકમ્પ કીધો. પણ એ ધરીત્રીધારિણી ડોકને પાછી સ્થિર કરતાં ન આવડી. કરોડોનાં સૈન્યો માંડયાં, ને કુલ્લે લગભગ ત્રણ કરોડ મનુષ્યો ઘવાયાં કે મૂવાં. યૂદ્ધ વિરામ્યે ત્રીજું વર્ષ ચાલે છે, પણ એની જ્વાલાઓ હજી હોલવાઈ નથી. પરાજ્યપીડાતી કે વિજયોત્સવો ઉજવતી પ્રજાઓમાં–જ્‌હાં જૂવો ત્‌હાં પૃથ્વી ઉપર ખંડેરો છે. આજનું જગત એટલે જાણે ધરતીકમ્પ પછીની કો મહાનગરી.

તો પછી હવે ?—

નેળનાં ગાડાં નેળમાં રહ્યાં નથી, ને રહેશે નહીં. જુવાનિયાઓ મથીને થાકશે, પણ ઘૈડિયા ગાડાં વાળશે.

પ્રજાઓની માતામહી, આર્યકુલની મહાપ્રજા હજી જીવન્ત છે.

ઇતિહાસનો ઉદય થાય છે ત્‌હારથી તે આજ સૂધી–મહાન સિકન્દરથી માંડીને કયસર બીજા વિલિયમ સૂધી જગતની આંખડલી હિન્દ ભણી વળેલી છે. મહાપ્રજાઓની એ સૌથી મ્‍હોટી બ્‍હેન ઇતિહાસમે સિંહાસને હજી વિરાજે છે, જય્‍હારે અનેક ન્હાનીમ્હોટી બ્‍હેનો ઈતિહાસનાં આંગણાંમાં રમીને ગઇ. કેટલીક હજી પહેલી પગલીઓ માંડે છે. સહુ હિન્દને નિહાળે છે. દિશદિશમાંથી પોકાર સંભળાય છે કે ફરી વળી એક વેળા હિન્દે પોતાનો સન્દેશ માનવકુલને સુણાવવો જોઈએ છીએ.

સાગર ઉપર દાવાનળ સળગે છે,
પર્વતો ઉપર દાવાનળ જળે છે,
પૃથ્વી દિશદિશમાંથી પોકારે છે.

* * *

હિંસા રાગદ્વેષ ને મહાસંહાર,
મદિરાના સરોવરો, બ્રહ્મચર્યનાં વિસ્મરણ,
મદડોલન, ગર્વઘેલછા, પાર્થિવપ્રભુતા,
ખંડખંડમાંથી વીણી આણેલી
લક્ષ્મીની ભરતીના ઉછળાટ,
સર્વવિજયી સમોવડ વિહરતી
સ્થૂલપૂજા ને સુખપૂજા,
ઈર્ષ્યાનાં કુરુક્ષેત્રો, લોભનાં મહાભારત,
ઠામઠામ મ્હોરેલાં વિલાસનાં કામવનઃ
આ યુગની મહાસંસ્કૃતિની
સુખનામી એ સુખસમૃદ્ધિઓના ભાર નીચે
ધરીત્રી ચંપાય છે, પોકારે છે.

તો ત્હારે પછી હવે ?—

ભારત કુલનાં સન્તાનો ! ભારતવર્ષનો ઈતિહાસ ઉઘાડો, વાંચો, ને ફરીથી અમૃતાક્ષરે એનો અમૃતલેખ આલેખો. બૌદ્ધ સાધુઓ ને સાધ્વીઓએ આર્યાવર્તનો સન્દેશ જગતમાં જઈ સુણાવ્યો હતો, ને મનુષ્યજાતિના પૂર્વ ભણીના ચોકેચોકમાં ભારતવર્ષની હાકલ પાડી હતી. ચક્રવર્તી મહારાજ અશોકનાં રાજકુમાર મહેન્દ્ર ને રાજકુમારી સંગમિત્રાએ સિંહલદ્વીપમાં જઈ બૌદ્ધ ધર્મના મહાભર્ગવન્તા પ્રકાશ પ્રગટાવ્યા હતા. ચક્રવર્તીનાં સન્તાનો ફરી વળી હવે ભેખ લેશે ? અને હિન્દની હાકલ પૃથ્વીના પગથાર ભરી ભરી પાડશે ?

ભરતખંડના એ પુણ્યઈતિહાસ
ફરીથી ભજવી બતાવશોને ?
ફરી વળી એક વેળા
ભરતખંડના સન્તોની જગત વાટ જૂવે છે.

પૃથ્વીની પ્રજાઓને આપવાનો હિન્દનો એ સન્દેશ તે કીયો ? નૃલોકમાંની પ્રાચીનમાં પ્રાચીન આર્ય પ્રજાનો બીજો શો સન્દેશ હોય ? સીતાજીએ રઘુકુલભૂષણ રામચન્દ્રજીને ને શકુન્તલાએ પુરુકુલપ્રદીપ દુષ્યન્ત મહારાજને 'આર્યપુત્ર' કહીને સમ્બોધ્યા, ને જાણે જગતમાંનો ઉત્તમોત્તમ ઈલકાબ આપ્યો. હિન્દનું

પ્રાચીનમાં પ્રાચીન નામ આર્યાવર્ત હજી યે જગતપ્રસિદ્ધ છે. કુરુક્ષેત્ર મધ્યે ગાંડીવધન્વાને શ્રી કૃષ્ણચન્દ્રે વિષાદતન્દ્રામાંથી એવી હાકલ મારીને જગાડયો હતો કે

**अनार्यजुष्टम् अस्वर्ग्यम् अकीर्तिकरमर्जुन.**

અનાર્યજુષ્ટ તે અસ્વર્ગ્ય ને અકીર્તિકર છે, ને આર્યજુષ્ટ તે સ્વર્ગ્ય ને કીર્તિકર છે: સર્વ કાલને ને સર્વ દેશને, પૃથ્વીની મહાપ્રજાઓને આર્યપ્રજાનો શ્રી કૃષ્ણભાખ્યો એ જ સનાતન સન્દેશ છે. આર્યાવર્તના–આર્યકુલના ઈતિહાસનો સાર એક મહાશબ્દમાં સંકેલાયેલો છે: **આર્યત્વ.** વર્તમાન યુગના વેદદૃષ્ટા મહર્ષિ સંન્યાસકેસરી દયાનન્દ સરસ્વતીનો એ સન્દેશ છે. શિકાગોમાં મળેલી જગતની ધર્મમહાપરિષદમાં સિંહનાદે ઉચ્ચારેલો સ્વામી વિવેકાનન્દનો એ સન્દેશ છે. ‘ અલવિદા, અય પ્યારી રાવી ! અલવિદા, અલવિદા, અય દોસ્તો દુશ્મન ! અલવિદા: ’ એમ સંસારની વિદાય લેતા વૈરાગ્યશાર્દૂલ તીર્થરામ–સ્વામી રામતીર્થનો એ સન્દેશ છે. સ્વામી શ્રી શ્રદ્ધાનન્દજી ગુરુકુલ સ્થાપી કુલપતિ સાંદીપનિ ઋષિનું એ સનાતન આર્યત્વ ખડું કરે છે. ડૉ. જગદીશચન્દ્ર વસૂ ને ડૉ. રવીન્દ્રનાથ ઠાકોર દેશદેશના ને પ્રજાપ્રજાના વિદ્યાર્થીઓને પોતપોતાની પાઠશાળાઓમાં ન્હોતરી–ભણતા જોવાના અભિલાષ જગત્ચોકમાં ભાખી નલીન્દની શારદાપીઠના ઈતિહાસમાંની પ્રાચીન ભાવનાને પુનર્જન્મ આપે છે. પૂર્વની આત્મધનધર્મીલી સંસ્કૃતિનો સર્વવિજયી કલ્યાણધ્વજ વિશ્વ વચ્ચે રોપતા મહાત્મા ગાંધીજીનો એ સન્દેશ છે. બન્ને ગોલાર્ધના નગરચોકમાં હિન્દના સહુ મહાજનો આર્યત્વનો મહાધ્વનિ આજે પાડી રહ્યા છે. એ માટે જ આજ સૂધી વૃદ્ધ હિન્દને જગન્નાથે જીવતું રાખ્યું છે, ને જીવશે. ભારતવર્ષે પોતાનું Mission–પોતાનો સન્દેશ ઉચ્ચારેલો છે. જગજ્જન હો ! સાંભળો ને સ્હમજો, જાણો ને જતન કરો. ઓ માનવકુલ ! **उत्तिष्ठत जागृत प्राप्यवरान्निबोधत.**

બૌદ્ધ જૈન પારસી ઈસ્લામી શીખ યાહુદી ખ્રીસ્તી: જગત્સોહવતી હિન્દવાસિની એ સહુ સંસ્કૃતિઓનાં સદ્પરિમલોથી પરિમલિત, આર્યાવર્તના સર્વસમન્વયકારી હિન્દ સન્દેશમાં જ જગનો ઉદ્ધાર નૃલોકની જન્મોત્રી વાંચનારને તો ઉકલે છે.

હિન્દનો સન્દેશ એટલે આર્યત્વ, ગોત્રસમાસ, વર્ણોનો કોમોનો પ્રજાઓનો ધર્મોનો સંસ્કૃતિઓનો સમન્વય. અને એ બધું શાને અર્થે ? **परित्राणाय साधूनाम्:** મનુષ્યજાતિની ઉન્નતિને કાજે.

'એ કાલયોગ આવ્યો છે કે જ્હારે ભારતની સનાતન ભાવનાઓ જગતને ફરીથી એક વેળા સંભળાવવી જોઇએ છીએ.' યુગયુગથી જાળવી રાખેલી પ્રાચીનમાં પ્રાચીન આર્યસંસ્કૃતિના મહાભંડાર માત્ર આર્યાવર્ત માટે જ નથી, જગતભરના સમસ્ત માનવકુલને માટે છે. દેશદેશના દરબારોમાં, પ્રજાપ્રજાના લોકમન્દિરોમાં, હિન્દની બહાર હિન્દનો સન્દેશ પાઠવવાનો મહાસંયોગ આવ્યો છે. ઇતિહાસની આજની કુંડળી એ ઉચ્ચારે છે. એ પુણ્યતિથિ પધારી છે, એ કલ્યાણપરવ પાછું ઉગ્યું છે કે જ્હારે, શ્રી કૃષ્ણચન્દ્રે ગોવર્દ્ધન ઉપાડી ગૌધન ને ગોપસખાને સંરક્ષ્યા હતા ને વરાહ અવતારે દન્તુસ્થંભે પૃથ્વી ઉપાડી તારી હતી તેમ, પરમ પ્રાચીનતાના વારસ હે ભારત કુલ ! ત્હારે યે પૃથ્વીને ઉપાડીને માનવ ભાંડુઓને ને જગતની આત્મધેનુઓને તારવાં પડશે. દેવી શકુન્તલા ને મહારાજ દુષ્યન્તના રાજકુમાર રાજર્ષિ ભરતના ઓ ગોત્રજ ! તું શો ઉત્તર આપે છે ? અખૂટ આત્મધનવન્તા ભરતખંડ ! દુનિયાનું ભવિષ્ય આજે ત્હારા હાથમાં છે.

૨૪ મી નવેમ્બર ૧૯૨૧